ડેથી તારીફ સાંભલી એ બુઢો ઘણો હરખાયો, અને તેમને એવું દેખાડયું કે બીદર પોતાનાં પેતનોજ દીકરો હોતો. એનાપર તેની માયા દરરોજ વધતી ગઈ અને તેનાંપર તે ઘણોજ પીઆર રાખવા લાગો. તેઓ વગર હરખ્ખત થવે એક મહીનો શુધી રહયા.

એક દીવશે બીદર દુકાંનનાં બારણાં આગલ બેઠો હતો તેવામાં એ સેહરની રાંણી જેને લબી* કરી બોલાવતા હતા, તેણીનું મોટા થાઠમાઠથી સવારી શહીત જવું થયું. જેઆરે સવારીની પેહલી હરોલમાં ચાલનારાઓ દુકાંન આગલ આવી પુગા કે બીદરે ઝટ પોતાની જગાપરથી ઉથી દુકાંનમાં જવા ચાહાયું તથા આ સઘલા ભપકાનું કારણ તે બુઢાને પુછયું, તેપરથી તેને જવાબ દીધો, "રાંણી હયાંથી જતી હશે, પણ તું અંદર શુ કરવા જાયછે બે ફીકર હયાંજ ઉભો રહી તમાસો જો."

*લબીનો અરથ સુરજ થાયછે.



મારો ભત્રીજો થાયછે. (સફે ૭૦૮)

ખુદ રાંણીનાં પોતાનાં એક હજાર ચોકીઆંનો ચાર ચારની હારમાં ઘોડે સવાર થઇ ચલતા હતા. તેમનાં અંગમાં શુંદર જાંબુરા રંગનાં કપડાં હતાં, તેઓનાં હાથમાં નાંગી તલવાર ચલકતી હતી. એઓમાંનો દરેક અમલદાર એ બુધાની દુકાંન પશાર કરતાં તેને નમીને શલાંમ કરી જતો હતો. એ પછે એટલીજ શંખીઆ રાંણીના હોકમ બજાલાવનાર વધારે શુંદર રેશમી કપડાંનાં શીંગાર શાથ આવી લાગા. એ લશકરનાં શરદારો પણ દુકાંન આગલ ઉભા રહી તે બુધાને શલાંમ કરી જવા લાગા. એઓની પાછલ ખુબશુરત જવાંન અબલાઓ જેઓની શંખીઆ પણ ઉપર જેવીજ હતી, તેઓ બેહદ શુંદર પોશાક તથા કીમતી મોટી અને હીરાનાં જરીઆંન સાથ ચાલતી જણાઇ. એ સઘલીઓ ઘંભીર થઇ ચાલતી હતી. તેઓનાં હાથમાં હથીચાર તરીકે તેમને છાજતા ભાલા પકડેલા હતા. તેઓની વચોવચમાં એક શુંદર ઘોડાપર રાંણી લેબી બેઠેલી હતી. તે ઘોડાનો શાહાજ તમાંમ હીરાથી દીપતો હતો. તેનું ખોગીર તમાંમ શુનાનું હતું, અને તમાંમ શામાંન નહીં વરણી શકાએ એટલો કીમતી હતો. એ સઘલી જવાંન સ્ત્રીઓ બુધાને આવકાર દઇ ત્યાંથી ચાલતી થઇ, પણ રાંણી લેબી ત્યાં આવી પુગતાંજ રાજા બીદરની ખુબશુરતી અને સોહાંમણી ઓગત જોઇ છકજ થઇ ઉભી. ત્યાં આવતાંજ તે બોલી, "ઓ અબદલા*", જે નાંમથી એ બુધાને બોલાવતા હતા, "મને કેવો કે આ ખુબશુરત જવાંન ગુલાંમ તમારો પોતાનો છે? અને તમારી કણે એ કેટલો વખત થયાં રહેલોછે?"

તેણીને જવાબ દે તે આગમચ અબદલા રાંણીનાં પગ આગલ પડયો પછે ઉઠી બોલીઓ, "નાંમદાર બાંનું એ મારો ભત્રીજો થાયછે. મારો એક ભાઇ જે થોડુંજ થયું ગુજરી ગયોછે તેનો બેટો થાયછે. મને કાંઇ છોકરાંની બખશેશ નહીં હોવાથી હું એને મારા બેટા શમાંન ગણુંછું, અને એટલાજ શારૂં મે એને ખામુખા મારી આગલ બોલાવી લીધોછે કે મારો દીવસ ગુજરે, અને એને જોઇ મને શંતોશ મલે. વલી મારા મરણ પછી મારૂં જેબી કાંઇછે તે સઘલું એ નુંજછે."

રાંણી લેબીએ એ જવાંન રાજા જેવો કોઇ બીજો સોહાંમણો મરદ દીઠો હતો નહીં. તે તેનાંપર મોહી પડી, અને મોહોબતનો જુસસો તેનાં દીલનાં ભીતરમાં બલવા માંડયો. તેણીએ ચાહાયું કે જેમ બને તેમ એ બુધાને શમજાવી તેને પોતાને હાથ કરવો. તે બોલી, "બુજરગ અબદલા, આ જવાંનને મને આપી શું તમે મારા ઉપર ઉપકાર નહીં કરશો? હું તમોને સોગંદ આપી કહુંછ કે મને તમે ના પાડતાનાં. વલી હું અગની અમે રોશનીનાં સોગંદ લઇ કહુંછ કે હું એને એવા બુલંદ દરજાનો અને હકુમતવાલો બનાવીશ કે એનાં જેવુ નશીબ કોઇએ આ જગતપર મેલવીઉ હશે નહીં. મારી ખાશીઅત આદમી જાતને ભુંડું કરવાનીછે, તોપણ તેમાંથી હું એને બકાત રાખીશ. મને ઉમેદછે કે આ મારી ખાહેશ તમો પુરી પાડસો અને હું તમારા તરફ જે આદરમાંનથી જોઊંછ તથા તમારી વખાંણ કરૂંછું તેથી મારી ઉમેદ પુરી પડેલી જોઉ અને મારા તરફ જે ખરેખર તમો માન અને અતીભાવ ધરાવોછો તે સાબેત કરો."

તે બુજરગ મરદ બોલીઓ, "બાંનું, તમો નાંમદારે જે માયા અને આબરૂ બતાવી તે સારૂં હું તમારો બેહદ આભારી થયોછું તથા

*અબદલાનો અરથ ખોદાનો શેવક કરી થાયછે.

તમે મારા ભત્રીજાને સારૂં જે નેક વીચાર જણાવ્યો તે ખરેખર મને ખુશાલી પેદા કરે એવોછે; લેકીન એ જવાંન બચાંમાં એટલી વજુદ હું જોતો નથી, કે તમો નાંમદાર જેવી એક સેહેનસાહી બાંનુંની બરોબરી કરવાને લાયક થાએ માટે હું તમારી પાસ માંગી લેઉછ કે તમે એને માફ કરો."

રાંણી બોલી, "અબદલા, હું તો દીલથી મલકાતી હતી કે તમો મને એક બચાં બીશાલ ચાહોછો. તમો મારી અરજને આવી રીતે બેવજન કરી અખાડા કરશો એવી મે કદી વકી રાખી હતી નહીં. પણ હું અગની અને રોશનીનાં એકવાર ફરીથી કસમ લઇ જણાઉંછ કે જયાં શુધી તમો મારી માંગણી કબુલ કરો નહીં ત્યાં શુધી હું આ જગાપરથી એક દગલું આગલ ચાલીશ નહીં. હું સમજુંછ કે તમો શાંને કીજે બીહીક રાખોછો, પણ હું તમોને ખાત્રી આપી કહુંછ કે જો તમો મારી અરજ કબુલ રાખસો તો કદી તમે પસતાસો નહીં."

અબદલાએ જોયું કે રાંણીની જબરદસતી આગલ તેનું કશું ચાલતું નથી તેથી કરી તે પોતાને થકી તેમજ બીદર સારૂં ઘણો ફીકરમંદ અને દલગીર થયો. તેણે જવાબ દીધો, "બાંનું, મને નથી ગમતું કે તમો નાંમદારની મારાપર ઇતરાજી થાએ. તમો નાંમદારનું ફરમાંન બજાલાવવાને મારી તાકાત મુજબ હું સદા તૈયારછું. તમો નાંમવરનાં બોલોપર મને પુરતો એતેકાદછે અને મને જરાબી શક નથી કે તમારૂં વચન કદીબી તુતે; પણ હું એટલુંજ માંગી લઉંછ કે તમો નાંમદાર અતરેથી ફરીથી જાઓ ત્યાં તુલીક એ મારા ભત્રીજાને મારી કણે રેહેવા દો." "ત્યારે હું આવતી કાલે પાછી આવીશ;" એટલું બોલી રાંણી પોતાનાં મેહેલ તરફ પાછી ફરી, અને તેમ કરતાં તેણીએ પોતાનું શીર નમાવી જાહેર કીધું કે ગોયા તેણી અબદલાની ચાલથી ઘણી ખુશાલ થઇ હતી.

જીઆરે રાંણી અને તેણીનો તમાંમ રશાલો નજરથી દુર થયો ત્યારે એ બુજરગ નેક ખાહા મરદે પાહાદસા બીદરને કહ્યું, "બેટા, તુ જોએછે કે મારી ઘણી ના મરજી છતાં રાંણીની ખાહેશ આગલ મારૂ કશું ચાલી શકતું નથી. જો હું હઠ પકડી બેશું તો આજ તુલીક બેણીએ મરદ જાત સાથ જે કરૂરતા ચલાવીછ તે કરતાં વધારે બદતર અને ભયંકાર દગલબાજી અને ઘાટકીપણું આપણ બેઉ જણા તરફ પોતાની જાદુઇ અને મકરબાજીથી ચલાવી આપણને શદાનાં દુખી કરી દેશે. વળી મારી ખાત્રી થાએછ કે તેણી તારી સાથ કસી રીતે ઘેર ચાલ ચલાવશે નહીં. તેણી મારા તરફ આદરમાં નથી જુવેછે અને મને આપેલું વચન તે કદીબી પાછું ફરવે એવું મને લાગતું નથી. મારા તરફ તે કેટલી ઇજત ધરાવેછ તે તુંએ તારી નજરે જોયું એટલુંજ નહીં પણ તારી ખાત્રી થઇ કે આખી દરબાર મને શલાંમ કરવાને ખામુખા ઉભી રહી. એટલું છતાંબી જો તેણી પોતાનું વચન તોડે તો પછે ઓરત જાતની ચંડાલીઅતની હદ આવેલી ગણાશે અને એણીનાં જેવી બીજી નીચ ઓરત કબુ શાબીત થશે નહીં. પણ જો તેણીએ મને ઠગયો તો યાદ રાખજે કે હું મારૂં વેર લીધા વીનાં તેણીને ફાવવા દેઇશ નહીં. એણીપર વેર લેવાનું હથયાર મારી કણે મોજુદછે."

આટલી ખાત્રી છતાં એ જવાંન રાજાનુ મન પતીજ થયું નહીં. તે બોલીઓ, "એ સઘલુ છતાં જીઆરે એ ઓરતની ચંડાલીઅતં વીશે પદધા થઇ રહેલોછે ત્યારે મને તેણી આગલ જવાને ખતીત દર લાગેછે અને તેથી હું ધારૂંછ કે તમો અજબ થશો નહીં. તમે મને ચેટવણી

આપી હતી તે છતાં હું તેણીનાં ભપકા ખુબશુરતી અને મીઠાશ ભરેલાં બોલવાથી લોભાઇ જાત? પણ મારી ખાતર જમા થઇછે કે એક દાકણ અને જાદુગરણી ઓરત તરફથી દયાની આશા રાખવી કેટલી ફોકતછે. સાહાઝાડી ગાચાહારાનાં એલમથી હું પક્ષીની હાલતમાં આવી પડેલો હતો તેમાંથી નીકલતાંજ વલી બીજી તેવીજ એક જાદુગરણીનાં હાથમાં ફસી પડવાનો વીચાર શું મને ભડકાવે નહીં?" એમ બોલતાં તેની આંખમાં આંસુ આવી ગયાં અને રાંણી લાંબીની પહનાં તલે જવાને તે કેવો બીહીતો તથા દલગીર થતો હતો તે દેખાડયું.

અબદલા બોલીઓ, "બેટા તારા દીલથી તું એટલો દલગીર નાથા. અલબતાં આ ઘાટકી ઓરતનાં બોલોપર ભરૂશો મુકી મુશતાક રેહેવામાં ધાસતીછે તોબી તારે જાંણવું જોઇએ કે જે શક્તી તે ધરાવેછે તેથી મારી ઉપરવારી થઇ શકશે નહીં એ સઘલું તેણીને પુરેપુરૂ ખબરછે, અને એજ કારણ શર તે બીજાઓને પડતા મુકી મારા તરફ આદરમાંનથી જુવેછે. તારાપર જરાબી છુટ લેતાં હું તેણીને અટકાવી શકીશ. તારે મારાપર આધાર રાખવો જોઇએ, અને તું મને છોડી તેણી કણે જાએ તે પેહેલાં જે ચેટવાણી અને શહલા હું તને આપું તે તારે બરાબર ધીઆંનમાં લઇ ચાલવાને સાવચેત રેહવું. જો તું તેમ ચાલશે તો જેટલો કાબુ તેણી મારાપર ચલાવી શકેછે તે કરતાં તારાપર તે વધારે ચલાવાની તાકાત ધરાવી શકશે નહીં."

બાહારવને રાંણી તે જગાપર આવવાને ચુકી નહીં. આગલા દીવસનાં જેવાજ ઠાઠ માઠથી તેની આવી હતી. અબદલા તેણીને એશતકબાલ લેવાને તેયાર થઇ ઉભો હતો. તે બોલી, "બુજરગ મરદ હું તમારા ભત્રીજાને મારી સાથ લઇ જવાને કેટલી અધીરી થઇછું તેની સાબેતી તરીકે હું બરાબર વખતે હયાં પાછી આવીછું અને તમોને તમારા વચનની યાદ આપુંછું. મારી ખાત્રીછે કે તમો એક વચની આદમીછો તેથી મારી સાથ તમો બેવચની થાસો એમ હું ધારતી નથી."

અબદલા જે તુરત તેણીને પગે પડયો હતો, તે તેણી બોલી રહી કે પાછો ઉઠી ઉભો થયો, અને કોઇ બીજાંનાં કાંનપર પોતાની વાત જાએ નહીં તે સારૂં છેક તેણીનાં ઘોડા આગલ જઈ ઘણાજ આદરમાંનથી તેણીનાં કાંનમાં કહ્યું, "માહાબલ રાંણી, ગઇ કાલે મારા ભત્રીજાને તમારે હશતક સોફતાં મે લગાર ઢીલ અને આંણાં કાંણી કીધી તેથી તમો મારાપર ઘેર મેહરબાંન થયાં નહીં હસો કારણ કે તેમ કરવાનું શું કારણ તે તમો સારી પેઠે સમજોછો. પણ તમોને સોગંદ આપી જણાઊંછ કે જે છુપો એલમ તમો ધરાવોછો તે એ છોકરાપર અજમાવાને કદી હીમત કરતાં નાં. એને હું મારા પેતનાં દીકરા જેવો ગણુંછું તેથી જેમ તમો નાંમદારે બીજા આદમીઓ સાથ ચાલ ચલાવીછ તેવી ચાલ જો એની સાથ ચલાવશો તો નાંચારીથી મને સાંમાં ઉપાયો લેવા પડશે."

રાંણી બોલી, "હું તમોને વચન આપુછું કે હું કદી એમ કરીશ નહીં, અને ગઇ કાલે જે સોગંદ મે લીધાછ તે ફરીથી લઈ કહુંછ કે તમોને અથવા તમારા ભત્રીજાને મારા તરફથી દલગીર થવાનું કશું કારણ મલશે નહીં. હું જોઊંછ કે હજુર તમોએ મને વાપડી નથી, તમોએ મને હજુર પીછાંની નથી તથા તમોએ મારૂં ખુલું મોહડું જોયું નથી. પણ જીઆરે હું તમારા ભત્રીજા ઉપર આટલી ફીદા થઇછું તો તે દાસતીની પીછાંન તરીકે તમોને મારૂં મોહ બોલી દેખાડવાને કશી લાજ જોતી નથી." એમ બોલી તેણીએ પોતાના બુરખો ઊંચકી નાંખીઓ તેથી બીદર જે

અબદલા શાથ તેણી આગલ ઉભો હતો તે છકજ થઇ ગયો. તે એ ખુબશુરતીથી લોભાઇ ગયો નહીં કારણ તેણે વીચારીઉ કે ફકત ખુબશુરતી ધરાવવામાંજ સઘલું થઇ ચુકતું નથી. જેવી મોહની ખુબસુરતી હોએ તેવાંજ શોભીતાં શુંદર આંચરણો દીલની અંદરથી દખાડવા જોઇએ, ત્યારેજ ખરી ખુબસુરતી સોભેછે."

એ મુજબ જીઆરે બીદર તેણીની મોગત જોઇ ઉપર મુજબ વીચાર કરતો હતો ત્યારે અબદલા તેને હાથથી પકડી રાંણી આગલ ધરી બોલ્યો, "બાંનું તમો નાંમદાર સોડે ફરીથી માંગી લેઉછ કે એ મારો ભત્રીજો થાએછ તે વાત સદા ધ્યાંનમાં રાખજો અને કોઇ કોઇવાર મને મલવાને એ આવવાની ખાહેશ કરેતો એને શુખે આવવા દજો." રાંણીએ વચન આપીઊં કે તેણી તેમ કરવા દેશે, અને પોતાની મીત્રાઇની વધારે સાબેતી જણાવા થકી શુનાંની હજાર મોહોરોથી ભરેલી એક કોઠલી તેને આપવાનો હોકમ કીધો જે અબદલાએ પેહેલાં લેવાને નાં પાડી પણ તેણીએ જીઆરે ઘણી બોહોશ કીધી ત્યારે તેનું કશું ચાળીઊં નહીં.

ઇરાંનનાં રાજા સારૂ પોતાનાં જેવોજ એક શુંદર સાજથી શીંગારેલો ઘોડો તૈયાર કરવાને લેબીએ હોકમ કીધો, અને બીદર જેવો તે ઘોડાપર બેશવા જતો હતો તેવામાં રાંણીને યાદ આવી જવાથી બોલી, "અબદલા, હું પુછતાં ભુલી ગઇ. એ જવાંનનું મુબારક નાંમ શુંછે તે મેહરબાંની કરી મને કેહો!" "બાંનુ એને 'બીદર' એટલે 'પુનેમના ચાંદ' કરી બોલાવેછે." એ સાંભલી રાંણી બીદર તરફ ફરી બોલી "ખચીત તામારા વદવાઓએ એ નાંમ આપવામાં ભુલ કીધીછે કારણ કે તમોને 'શેમસ', (સુરજ), નાંમ છાજતુંછે.'

એ પછે સરઘસ પાછું ફરીઊં, અને બીદર રાંણીની પાછલ પોતાનાં દરજા પરમાંણે ચાલવાને ઘોડાને ઘોબાડવા લાગો, તે જોતાંજ રાંણીએ બોહોશ કરી પોતાનાં દાબા હાથપર પોતાની બરાબર તેને ચલાવીઓ, અને અબદલા તરફ પાછું ફરી જોઇ તેનો ઉપકાર માંની સરઘસ સાથ ત્યાંથી પોતાનાં મેહલ તરફ ચાલી.

રસતે ચાલતાં બીદરને નવાઇ જેવું એ લાગું કે બીજા દેશનાં લોકો પોતાનાં રાજા અથવા રાંણીને જોઇ ખુશી થાએછે પણ તેને બદલે દરેક જગાએથી એ રાંણી તરફ લોકો ધીકારની નજરથી જોતાં હતાં અને આશીરવાદને બદલે કડવા શખુનોથી શ્રાપ દેતા હતા. કોઇ બોલતું, "વળી આ ડાકેણે પોતાનું ઘાટકીપણું અજમાવાને કોઇ નવો સેકાર પકડયોછે. અરે પરવરદગાર આ જુલમગારનાં હાથમાંથી ગરીબ લોકને તું શું નહીં છોડવે?" બીજી તરફથી અવાજ આવતો, "ગરીબ બચારા બેગાનાં મરદ! જો તું એમ ધારતો હોએ કે આ શુખ તું જાવેદાંન શુધી ભોગવશે તો ખચીત તું તેમાં ઠગાએછે. જેવો તું પોતાને ઊંચે શરફરાજીની તોચપર બેઠેલો જુવેછે તેવીજ ઊંડાઇમાં તું પડી તું બે બદાંમનો લાઇલાજ થઇ પડશે." એ સઘલી વાતચીતપરથી બીદર સમજીઓ કે અબદલાએ જે વાત કીધી હતી તે પુરેપુરી સાચી હતી. પણ હવે જે થયું તે થયું કારણ તેણીનાં છટકાંમાથી તુરત વેલા બચવું તેને કઠણ હતું. ખોદાપર આધાર બાંધી જે બનાવ ગુજરે તેપર શબુરી રાખી તે બેઠો.

રાંણીએ પોતાનાં મેહલમાં આવી પુગતાં, પોતાના ઘોડાપરથી ઉતરી પડી બીદરને પોતાનો હાથ આપીઓ અને બેઉ જણા તેનીની બાંદી અને નફરો શાથ મેહલમાં દાખલ થયાં. સઘલો મેહલ તેણીએ પોને જાતે બીદરને દેખાડયો. એકેએક ઓરડામાં તેને ફરવીઓ, અને તેમાં જે શુનાં રૂપાં અને હીરા માંણકનો શરશાંમાંન ગોઠવેલો હતો તે તેની નજરે પાડયો.

ત્યાંથી તેને એક અગાશીપર તે લઇ ગઇ જયાંથી નીચે બીછાવેલો બાગ બગીચો અતી શુંદર ખુબસુરતી અને કારીગરીથી દીપતો બીદરની નજરે પડયો. રાજા બીદરે એવી રીતે એ સઘલાંનાં વખાંણો કરતો કે તે જાને અબદલાનો ભત્રીજોજ હોય, અને એવી મોટાઇ તેણે આગલ કદી ભોગવી નહીં હોય. તેણે તેણી સાથ જુદી જુદી બાબદોપર ઘણો વખત શુધી તકરાર કીધી જે પછે તેમને જણાવામાં આવીઉ કે ખાંનું તૈયાર થયુ હતું.

બેઉ જણા પોતાની જગાપરથી ઉઠી જીઆં બીસતરો સમારી આરાસતા કીધો હતો ત્યાં જઇ બેઠાં, તેબલ નકર શુનાંની હતી એટલુંજ નહીં પણ ઉપર બીછાવેલો સઘલો શરશાંમાંન પણ એ કીમતી ધાતુંનોજ હતો. પેહેલાં તો તેઓએ પેત ભરાયું ત્યાં તુલીક ખાયા કીધું. પણ જીઆરે મુખવાસ આવ્યો ત્યારે રાંણીએ પોતાને હાથે શુંદર જાંમો શરાબથી ભરી અને બીદર આગલ ધરી. બીદરે તે ઘણાંજ માંનથી લીધી અને તેણીની તંદારસતી ચાહી તે નોશ કીધી.

એજ વખતે રાંણી લાંબીની ચાકરીમાં રહેલી બાંદીઓમાંથી દશ જણી વજંતર લઇ ગાંનું ગાવાને બીરાજી. જેઓએ તે શુંદર વજંતરનાં મધુર અવાજ શાથ પોતાના મોહો પમાડનાર નાજુક હલક મેલવી અછી તહરાંની ગમતને જનમ આપીઓ. એ પ્રમાંણે છેક મોડે શુધી એ બેઉ જણાએ શરાબબાજી ચાલું રાખી. એ વેલા તેઓ બેઉ જણાં દારૂમાં એટલાં મસત થઇ ગયાં હતાં કે રાજા બીદર ભુલીજ ગયો કે તેને એક જાદુગર રાંણી સાથ કાંમ લેવું હતું. તેણીપર તે એટલો મોહી પડયો કે ગોયા તેણીનાં જેવી આગથી તેણે કદી બીજી કોઇ ખુબશુરત રાંણી જોઇ નહીં હોય.

શહવારનાં પોહરમાં ઉઠતાંને વાર બીદર અંગોલ કરવાને ગયો. તે અંગોલ કરી બાહર આવીઓ કે તેને પેહેડવાને શુંદર લેબાશ લાવી આપવામાં આવીઓ. રાંણી પોતે આગલા દીવસ કરતાં વધારે શુંદર અને ફાંકડી બની તેની આગલ આવી તેને પોતાનાં ઓરડામાં તેડી ગઇ. જયાં નાશતો તૈયાર બીછાવેલો હતો તેપર પોતાનાં હાથ લંબાવી એ બેઉ જણ બાગમાં ફરવા નીકલીઆં, ત્યાં દીવસનો મોટો ભાગ કાહાડયા પછી તહરેવાર ગપસપમાં બાકીનો વખત ગુજારયો.

એ મુજબ ચાલીશ દીન શુધી રાંણી લેખી એ જવાંન મરદ સાથ વરતી અને એજ મુજબ તેણીનો પોતાનાં બીજા આશકો સાથ મજા ભોગવવાનો રવૈયો હતો. ચાલીશમી રાતે તે ઉઠી અને તપાસ્યું કે બીદર ઊંગાએલો હતો. પણ એ જવાંન સાહાઝાદો ચગોર થઇ સઘલો તમાસો જોતો હતો. તેણીએ એક શંદુખ ઊંગાડી તેમાંથી કોઇ જાતનો પીલા રંગનો ભુકો થોડોક લઇ પોતાનાં ઓરડામાં એક શીધી લીતીમાં નાખ્યો કે તુરત ત્યાં એક પાંણીનું નાંલું વેહેતું થયું, જે જોઇ બીદર તો વીશમય થઇ ગયો.

એમાંથી તેણીએ થોડુંક પાંણી લીધું, અને એક વાટકામાં આતો હતો તેમાં રેડીઊં. પછે તે આતાને તે સાથ મેલવી ઘણોકવાર શુધી ગુંડયા કીધો અને તેમાં જુદા જુદા દાબદામાંથી કાંઇક જાતનું ઓસઢ કાહાડી તેમાં મેલવી તેનું નાંન બનાવીઊં. તેણીએ પેહેલાંથી આતસ સલગાવીઓ હતો તેપર ઠીકડું ચહડાવી તે નાંણ ભુજી દીધું. એ નાંણ ભુજાઈ તૈયાર થાએ એટલાં તેણીએ સઘલાં વાસનો વગેરે તેમની જગાએ મુકી દીધા, અને કાંઈ એવા શબ્દુનો બોલી કે પેલું વેહેતું પાંણીનું નાંલું એકદમ બંધ થઇ ગયું. જીઆરે નાંણ તૈયાર થયું કે તે ચુલા પરથી ઉઠાવી લીધું અને પોતાનાં ઓરડામાં એક બાજુએ ઊંચું કરી મુકયું. એ પછે

બીદર ઢોંગ કરી હુંગાઇ ગયલો હોએ તેમ પડી રહયો હતો ત્યાં તેની પાછી આવી અને પોતાની ખાતર જમાં કરી લીધી કે તેણીનું કાંમકાજ બીદરે કાંઈ જોયું હતું નહીં.

આતલા દીવસ્ શુધી બાહાદસાહી મોજમજામાં ચકચુર બની જવાથી બીદરે પોતાનાં ભલું ઇછનાર અબદલાને ધીઆંનપર લીધો હતો નહીં. પણ રાંણીનું ઉપલું કારસથાંન જોઇ તેને તેને ઇઆદ કીધો. એ વીયોગ માટેની તેની સહલા ઘણી અગતની હતી એમ તેને જણાયું. જેવો શાહવારે ઉઠયો કે તેણે પોતાની મરજી જણાવી કે તેને તેનાં*કાકાને મલવા જવુ હતું. એપરથી રાંણી અજાએબી દેખાડી બોલી, "શું, પીઆરા બીદર આટલાથીજ થાકી તું ધરાઇ ગયો? તું એક પાહાદસાહી દીવાંનખાંણાંની મોજમજાથી ધરાઇ જાએ પણ આ શેહરની ખુદ રાંણી જે તારા પીઆરમાં ચકચુર થઇ રહીછે તેની શંગતથી શું તું કંતાલ્યોછે?"

"બળવંત રાંણી", બીદરે જવાબ દીધો, "તમે મેહરબાંન તરફથી મારાપર નવાજેશોનો ગોયા પાહાદ ઉભો થાએછે તેથી હું ધરાઇ અને થાકી કેમ જાઊં? નાં, એમ નથી, પણ મારી એવી ઇછા થઇછ કે હું પોતે મારા કાકાને મલી મારાપર થતી તમારી મેહરબાંણીનો હેવાલ કહું. તમોને ખબરછે કે મારા કાકાની મારાપર એક પીતા કરતાંબી વધારે માયાછે. તેનાંથી હું આજ ચાલીશ દીવસ શુધી દુર રહેયોછું તો તેનો જીવ મને જોવાને તલપી રહયો હશે અને મારી ફરજછે કે તેને મલીઆ વગર વધુવાર તેને ઇંતેજાર રેહવા દેવો નહીં જે માટે તમો નાંમદારની મે પરવાંનગી માંગીછે." તેણીએ જવાબ દીધો, "ત્યારે જા, મારી તને રજાછે, પણ ત્યાં ઘણીવાર ઠોબી મને અધીરી બનાવતો નાં, કારણ કે તું વગર મારેથી હવે એક ઘડીબી રેહવાવાનું નથી." પછે એક શુંદર ઘોડાપર તેને સવારી કરાવી ત્યાં મોકલ્યો.

બુઢા અબદલાએ બીદરને દુરથી આવતાં જોઇ તેની પદવીની દરકાર નહીં કરતાં તેને વલગી પડી પોતાની છાતી સાથ દાબીઓ, તેમજ બીદરે કીધું કે બીજા લોકોનાં દીલમાં પકું થાએ કે એ બેઉ કાકા ભત્રીજા હતા. તેઓ બેઠા પછે અબદલાએ પુછયું, "કેમ ત્યાં કેહેવી તહરાંનો મામલોછે અને તે જાદુગર રાંણી સાથ તમો તમારો વખત કેવી રીતે ગુજારોછો."

બીદર બોલ્યો, "હમણા તુલીકતો, મારે કબુલ કરવું જોઇએ કે તેણીએ મારાપર અતીસે મમતા તથા મેરબાંણી દેખાડીછે, અને પોતાની ચાલથી મને એવું સમજાવાની પેરવી કીધીછ કે તેણી મને ખરેખરી મોહબતથી ચાહેછે. પણ ગઇ રાત્રે જે તેણીએ છુપાછુપ કાંમ કીધું તેપરથી મને ગુમાંન જાએછ કે એ સઘલી ડગ વીદયાછે. ગઇ રાતે અમારાશુતાં પછે તેણી મને ઊંગેલો જાંણી મારી પાસથી ઘણી શંભાલથી ઉઠી અને હું બરાબર ઊંગાએલો હતો એવી ખાત્રી કરી લીધી.મેં ચગોર થઇ એ સઘલી તેની હીલચાલ જોવાનો ઠેરાવ કીધો હતો તેથી ઊંગેલો હોઊં તેવો ઢોંગ કરી પડી રહયો." એ પછે તેનીએ નાંન કેમ બનાવીઊં તેની સઘલી કેફીઅત અબદલાને ખુલાશાવાર કહી. તે બોલ્યો, "મારે વલી કબુલ કરવું જોઇએ કે મોજમજામાં હું એટલો ચકચુર બનીઓ હતો કે તમને તેમજ તમે આપેલી સઘલી શીખાંમણ હું ભુલી ગયો હતો. તેણીનાં છેલાં કરતુકથી મને શક ઉતપન થયો કે તેણીએ જે જે વચન તમોને આપીઆ તે સઘલાં ખોટા હતા. એજ વેલા તમો મને યાદ આવીઆ, અને તમોને મલવાની મને પરવાંનગી મલી એજ મને ખુશી થવાને પુરતું કારણછે."

મુછમાં હશી અબદલા બોલીઓ, જેપરથી

એમ દેખાતું હતું કે અણીનાં સઘલાં કરતુક તે આગમચથી જાંણતો હતો. "કોઇબી ઉપાયથી એ મકરબાજ ઓરત પોતાની ચાલ શુધારનાર નથી. પણ તે વીશે તારે ફીકર કરવી નહીં. જે મકર અને ફરેબ તે તારાપર રમવા માંગેછ તેજ મકર તેણીનાં પોતાનાંપર કેમ લાગુ પડી શકાશે તે હું જાંણુંછું. થોડો વખત તુંને ઘભરાત થયો હશે પણ તેં મારી કણે દોડી આવવામાં દાહાપણ કીધુંછે. અણીના દશતુરજછે કે ચાલીશ દીવસ સુધી પોતાના આશકને રાખવો, તે વેલા પછે તેને તેનાં મુકાંમપર પાછો મોકલવાને બદલે તેણી તેને કોઇ પરાંણીનું રૂપ આપી દેછે અને ખેતરો અને મેદાંનોમાં તેમની ભરતી કરેછે. પણ એવી આફત તારાપર નહીં પડે તે વીશે ગઇ કાલેજ મે ઉપાયો લઇ રાખ્યાછે. એ મકરબાજ દેવીને આ ધરતીએ ઘણોવાર રાખીછે; પણ હવે ઝાઝોવાર તેનીને એમ રેહેવા દેવી એ મોટા ભયની વાતછે. તેણીને લાએકની શીક્ષા થવી જોઇએ."

એટલું બોલી અબદલાએ બે નાંન તેનાં હાથમો આપીઆં અને ફરમાવીઊં કે તે જેમ શહલા આપે તે મુજબજ તે નાંન વાપડવાં. તું કેહછે કે રાંણીએ ગઇ રાતે એક નાંન બનાવીઊંછે, તે તુંનેજ ખવાડવાને સારૂંછે તે યાદ રાખજે. પણ તે મોહોમાં મુકવાને ઘણી શંભાલ રાખી, જીઆરે તે તુને આપે, ત્યારે નાં પાડવાને બદલે હું જે આએ તુંને આપુ તેમાંથી એક કતકો ભાંજી ખાજે. જીઆરે તેણી જોશે કે એ તેં ખાધું ત્યારે તુરત ઉઠી તુંને બીજા પરાંણીમાં ફેરવી નાંખવાની પેરવી કરશે, પણ તેમાં તેણી ફતેહ પાંમસે નહીં. જીઆરે તે પોતાને નાશીપાસ થયલી જોશે ત્યારે ખુશ મશકરીમાં તે ફેરવી તોલશે અને એવું દેખાડશે કે તુંને ફકત બીધરાવાને વાસતે તેણીએ કીધું હતું. પણ દીલથી તે બલી ખાખ થશે, અને એવું ગુમાંન લાવશે કે તે નાંણની બનાવતમાં કોઇ ચીજ નાંખવાની રહી ગઇ હશે. આએ નાંન જે હું તુંને આપુંછું તે તેણીને એક ભેટ દાખલ આપજે અને બોહોશ હોશ કરી તેણીને તે ખવાડજે. તે નાં પાડશે નહીં કારણ કે તે દેખાડશે કે તેણીનો તારાપર પુરતો ભરૂશોછે અને તુંને બેવીશવાસ થવાનું કારણ આપીઊં હતું તે ફકત મશકેરી હતી તેથી તેનો ના કબુલ કરશે નહીં. જીઆરે તેણીને તુ તે ખાઇ રેહેતાં જોએ કે બોભલામાં પાંણી લઇ તેનાંપર નાંખજે અને કેહેજે કે હમણા જે અવતારમાં તુંછે તે છોડ અને ફલાંની જાતનું પરાંણી થા." એ પ્રમાણે ગમે તે જણાવરનું નાંમ દેજે કે તેની તે પ્રાંણીના અવતારમાં બદલાઇ જસે એટલું કીધા પછે તે પ્રાંણી લઇ મારી કણે આવજે કે પછે તેનું શું કરવું તે આપણે જોશું."

એ ચંડાલ જાદુગરણીનાં મકરથી બચાવી લેવાને અબદલાએ જે તજવીજ કીધી તે સારૂં બીદરે તેનો જાબજા ઉપકાર માંનીઓ. પછે બીજી વાતચીત થોડોવાર કીધા પછે તે પાછો મેહેલ તરફ ફરીઓ. ત્યાં આવી પુગતાં તેને જણાયું કે રાંણી તેની અધીરી પડી વાત જોતી બાગમાં ઉભી હતી. તેણીએ એને જોતાંજ કહ્યું, "મારા વાહાલા બીદર, કેહવત ખોટી નથી કે મોહોબતની ખરી આંચ જીઆરે તે મોબતની જણસ દુર જાએછે ત્યારે જણાએછે, મતલબ કે તું ગયા બાદ મને જરાબી ચેન પડીઊં નથી, અને આટલો ટુક વખત ગોયા મારે મનશે જુદાઇનો જમાનો ગુજરી જતો લાગો. અગરજો તું મારી કણેથી વધારે વીલમ લગાડી દુર રહયો હતે તો પેહેલાં મુવાફક મારી ગોદમાં લેવાને મને પોતાને તારી જગાપર આવવું પડતે."

એનાં ઉતરમાં બીદર બોલીઓ, "પ્યારાં રાંણી તમે ખાતરી કરી માંનજો કે તમારી જુદાઇથી

મને કાંઇ થોડી કચવચ થઇ નથી, અને તમોને આવી મલવાને મને થોડી અધીર પેદા થઇ હતી નહીં. પણ મારા એક બુજરગ કાકાને ઘણે લાંમબે વખત મલવાથી મને તેની જોડે થોડોવાર બેસી વાતચીત કરીઆ વગર ચાલીઊં નહીં. તેણે તો ચાહાયું કે હું તેની કણે એકુ દીવશ વધું રહું. પણ મોહોબતનું ખેચાંન મને આ તરફ ખેંચવા લાગું એટલે તેમ મારાથી થઇ શકયું નહીં અને તમારા તરફ હું આવતો રહયો. તેણે મને જરા ખાવા કહ્યું પણ તેટલો વખતબી ત્યાં ખોટી થવાને મને મુનાશેબ લાગું નહીં. જીઆરે તેણે બોહોશ કીધી ત્યારે મારી સાથ આએ એક નાંણ બાંધી લઇ આવીઓ અને તમો નાંમદારને અરજ કરૂંછ કે તે તમોએ કબુલ રાખવું." એ પછે બીદરે પેલું નાંન જે જુદું બાંધી રાખીઊં હતું તે રાંણી આગલ ધરી તેણીને પાછી અરજ કીધી કે તેણીએ તે કબુલ રાખવું.

તેણીએ કહ્યું, "મારા દીલોજાંનથી એ હું કબુલ રાખુછું, અને તારા કાકા તેમજ તારે પોતાને ખાતર હું તે બાખુશીથી ખાઇશ, પણ એ ચાખું તે આગમચ હું ચાહુચ કે મારે ખાતર તારી ગેરહાજરીમાં મે મારે હાથે બનાવેલું આએ નાંણ તારે ખાવું." બીદરે તુરતજ તે નાંણ હાથમાં ધરી કહ્યું. "ખુબશુરત બાંનું તમો જેવાં નાંમદારનાં હાથથી બનેલી જણસ કાંઇ જેવીતેવી નહીં હોય, અને તમોએ મારે ખાતર જે આટલી બધી તસદી લીધી તથા મારાપર મેહેરબાંની કાએમ રાખીછ તેનો ઉપકાર માંનવાને મારી કણે શબુનો નથી." એવી રીતે ઉપકાર માંનતાં બીદરે પેલું બીજું નાંણ જે અબદલાએ બનાંવી આપીઊં હતું તે પેલી ન જોએ તેમ બાહાર કાહાડી રાંણીવાલું નાંણ તેની જગાએ મુકી દીધુ. પોતાનાં નાંણમાંથી એક કકડો ભાંજી મોહોપર મુકયો અને ખાતાં ખાતાં બોલીઓ,

"આહા! માહા રાંણી આવું લેહજતદાર નાંણ એ આગલ મારાં જનમમાં કદી ચાખીઊં હતું નહીં." પણ એ ચંડાલ ઓરતે જીઆરે જોયુ કે તેણે તે નાંણમાંથી એક કૈંકડો ભાંજી ખાધો તથા બીજો ખાવાની તૈયારી કરેછે ત્યારે પાશેનાં ફુવારામાંથી પોતાનાં હાથનાં ખોભલામાં પાંણી લઇ તેનાંપર છાંતી બોલી, "એ કંગાલ છોડ તારી માંણસની શીકલ, અને આંધલા પાંગલાં કંગાલ ઘોડાનો લે અવતાર!" બીદર તોપણ પોતાની અસલીજ શીકલમાં બેસી ખાયા કરતો હતો. એ જોઈ રાંણીએ ઘણી અજબ થઇ મકર લડાવી કહ્યું, "વાહાલા બીદર તારે મારી એ ચાલથી બીહીવું નહીં. મે કોઇબી રીતે તને નુકશાંન કરવાની ધારણા રાખીજ નથી અને એમ કરી મે જોવા માંગીઊં કે તને પોતાને કેવું લાગેછે અને એ વીશે તું શું કેહેછે. મારા હાથે જો આવું અઘોર પાપનું કરમ થાએ તો હું મારા જેવી કમબખત અને બેશરમ બીજી કોઇ ઓરતને શમજીસ નહીં. મે તારા કાકાને સોગંદ લઇ વચન આપેલું તે સારૂજ નહીં પણ મારી તારાપરની મોહબત અને પીઆરને ખાતર મારાથી એમ બનેજ નહીં."

તેણે જવાબ દીધો, "માહા રાંણી તમો કેહોછ તેથી મારી ખાત્રી થાએછ કે ફકત લગાર ગમત સારૂ તમોએ એ ચાલ ચલાવી હશે પણ એજ તમારા શબુનોથી મને ભયબી પેદા થાએછે. પણ એ વાત હવે પડતી નાંખો અને જે મુવાફેક મે તમારૂં નાંણ ચાખીઊં તેમ તમે હવે મારૂં ચાખવાની મેહેરબાંની કરો."

હવે રાંણીએ જોયું કે બીદરનાં દીલમાં પુરો વીશવાશ પાછો બેસાડવાને તેની માંગણી રદ કરવી ઠીક નથી તેથી તે નાંણમાંથી એક કકડો ભાંજી તેનીએ ખાધો, અને તે પેતમાં ઉતરીઓ કે તે ઘભરાવા લાગી અને ગતી વગરની થઇ તે જગા

પરજ બેસી રહીં. બીદર જરાબી વખત ખોવા વીનાં પેલા ફુવારામાંથી પાંણી લાવી તેનીપર છાંતી બોલીઓ "એ ચંડાલ ધીકાર ભરેલી દરૂજ મુકી દેવી તારી આ ઓરતની શીકલ છોડી એક ખુબસુરત ઘોડીનો અવતાર લે!"

એજ પલે એ ઓરત એક શુંદર ઘોડી થઈ ઉભી, અને પોતે આવી હાલતમાં આવી પડી તે જોઇ તેણી જાર જાર આંન્જુ નાંખવા લાગી. તેણીએ પોતાનું માંથું નમાવી ગોયા બીદરને અરજ કીધી કે તેણે તેણીપર મેરબાંની કરવી. પણ તેને દયા લાગી હોત તોબી જે કાંમ તેણે કીધું તે પાછું ફેરવવાની તેનામા શકતી હતી નહીં. તે તેણીને તબીલામાં લઇ ગયો અને એક ચરબેદારને હોકમ કીધો તેણે તેનાંપર શાંમાંન નાંખી તૈયાર કરવો. પેલો ઘોડાવાલો જેબી લગાંમ તેણીને મોહમાં આપતો તે લાગુ પડતી નહીં તેથી બે ઘોડા તૈયાર કરાવી એકપર બીદર પોતે બેઠો અને બીજાપર તે ચરબેદારને બેસાડી તેને હોકમ કીધો કે ઘોડીને તેણે સાથ લઈ આવવું. એ મુજબ તેણીને અબદલાનાં મકાંનપર તે લઈ ગયો.


ઓરતની શીકલ છોદી એક ખુબસુત ઘોદીનો અવતાર લે! (સફે ૭૧૮)

અબદલાએ દુરથી જીઆરે બીદરને ઘોડી સાથ આવતો જોયો ત્યારે જે અણુંમાંન તેને કીધું હતું તે ખરૂ પડવાથી તે ખુશાલી શાથ બોલીઓ, "એ કરપીન બેશરમ જાદુગરણી ખોદાએ તને તારી કરણી મુજબ શીક્ષા કીધીછે!" બીદર આવી પુગો અને તેનાં બારણાં આગલ ઉતરીઓ. અનેતેણે તેને મદદ કીધી તે સારૂં ફરી ફરીથી ઉપકાર માંનવા લાગો. પછે શું શું બીનાં બની હતી તે સઘલી કહી દીધી તથા કહ્યું કે કોઇબી લગાંમ એ ઘોડીને લાગતી હતી નહીં. પણ અબદલાએ તે ઘોડીને પોતે લગાંમ પેહડાવી અને જીઆરે તે ચરબેદાર પેલા બે ઘોડા સાથ પાછો ગયો ત્યારે બીદરને તેણે કહ્યું, "સાહેબ તમે આ શેહેરમાં એક ઘડીબી ઉભા રહો નાં. પણ એજ ઘોડીપર શવાર થઇ તમે તમારે દેશ જાઓ. પણ મારે તમોને એક બીજી ભલાંમન કરવીછે અને તે એકે જો તમોને એ ઘોડીથી છુટું પડવુંજ પડે તો એ લગાંમ તમારી કણેથીકદી જવા દેતા નાં." બીદર તે યાદ રાખવાને કબુલાત આપી તેની રજા લઈ ત્યાંથી ચાલતો થયો.

સેહરથી બાહાર પડવા પછે દીલથી તે ખુશી થતો હતો કે એક જાદુગરણી તેનાં કબજામાં આવી હતી કે જેણીનાં ઇલમથી તે વારમવાર ધાસતીમાં રેહતો હતો. ત્રણ દીવસ પછે એક બીજા સેહરમાં તે આવી પુગો અને પાદરેથી સેહરમાં પેશતાંજ તેને એક બુજરગ મરદ મલી-

ઓ, જે એક મોજમજા ભોગવવાનાં મકાંન તરફ જતો હતો. તેણે ઉભો રાખી તે બુધાએ પુછયું. "તમોને પુછવાની રજા લઉછું કે તમો કહી દશા અને દુનીઆનાં ભાગપરથી આવ્યાછો ?" રાજા ઉભો રહયો અને તે બુધાની આરજુ પુરી પાડી. એવામાં એક બુધી ઓરત ત્યાં આવી, તે પેલી ઘોડીને જોઇ જારજાર રડવા લાગી. એ બેઉ જણા વાત કરતા હતા તે પડતી મુકી બીદરે તેણીને પુછયું કે તેમ કરવાને તેણીને શું કારણ હતું. તે બોલી, "શાહેબ, અફસોસ! એ ઘોડી મારા દીકરા કણે એક ઘોડી હતી તેને એટલી તો મલતી આવેછ કે જો હું નહીં જાણતે કે તે મરણ પાંમીછ તો ખચીત હું ગલેજ પડતે કે એ ઘોડી તેજછે. તે ઘોડી વાસતે હું દરરોજ વીલાપ કરૂંછું, માટે તમોને અરજ કરૂંછ કે મને એ વેચો, અને એની કીમત કરતાં જેબી દાંમ વધુ તમો માંગો તે આપવાને હું રાજીછું."

બીદરે તેણીને કહ્યું, "નેક બુધી હું ખચીત દલગીરછું કે તારી અરજ મારાથી કબુલ થઇ શકતી નથી કારણ કે એ ઘોડી વેચવાની નથી." નીશાસો મુકી તે બુધી બોલી, "અફસોસ! ખોદા ખાતર એટલી મારી અરજ તમે નાં પાડો નાં. જો તમો નાંજ પાડશો તો એની દલગીરીમાં માંરૂં અને મારા એકજ પુરા બેતાનું મોહત આવશે."

બીદર બોલીઓ, "નેક ઓરત મને જો એ ઘોડીથી છુટુંજ પડવું હતેતો જરૂર હું તને એ શપુરદ કરતે, પણ એ જણાવર એવું શરસછે કે હું એનાં એક હજાર શુનેરી શીકા લેવા વ.ઞ.ાં મુકીસ નહીં." "એ ઘોડીની કીમત તમે ઓછામાં ઓછી એટલીજ આંકતા હોવતો હું તે કાંએ નહીં આપી શકું, બશ તમે માંગો એટલા પૈસા તમોને આપીસ."

એ બુધીનો દેખાવ એટલો કંગાલ અને દલીદર હતો કે તેણીની ઉપલી હીમતથી બીદર અજબ થયો. ફકત અજમાવાનાં હેતુંથી તેણે કહયું, "જા બુધી તું હજાર સીકા લઈ આવ કે હું એ ઘોડી તમે શપુરદ કરૂં" એ શાંભલતાંજ તેણીએ પોતાની કમરેથી કોઠલી કાહાડી અને બીદરને નીચે ઉતરી તે સીકા તપાસી ગણી લેવાને અરજ કીધી. તે ઓછા નીકલે તો તેણીએ જણાવીઊં કે તેણીનું ઘર કાંઇ દુર હતું નહીં જેયાંથી બાકીનાં લાવી પુરા કરી આપશે.

તે કોઠલી જોતાંજ બીદરની અજાએબીનો પાર રહયો નહીં. તે બોલીઓ, "ભલી ઓરત હું તારી મશકરી આટલો વખત થયો કરૂંછ તે તું જોતી નથી? હું તારી ખાત્રી કરી કહુંછ કે મારે એ ઘોડી વેચવી નથી."

એ વખતે પેલો મરદ જે બધો તમાસો પોતાની નજરે જોતો હતો તે બોલીઓ, "બેટા, મારે તને એક વાતની યાદ દેવાડવી જોઇએ કે જેથી તું તદન બેખબર દીશેછે. આએ સેહેરમાં એવો કાયદોછે કોઇબી કારણ સર કોઇબી બાહાને કોઇએ પણ કદી જુઠું બોલવું નહીં. એ ધુનાં કોઇ કરેતો તેને મોહતની શીક્ષા કરવામ આવેછે. આ ઓરત જે પઇશા તને આપેછે તે લઇ મુગે મોહોડે તેણીને એ ઘોડી સવાધીન કર, અને એમ કરવાથી ફજેતી અને બેહોરમતમાંથી તું બચી જા."

બીદર ઘણોજ નાંસીપાસ થઇ ગયો અને આ છટકાં તલે પોતાની હુજડાઇથી આવી ફશીઓ તેથી ઘણો દલગીર થયો. તે ઘણીજ આંગાકાંણી સાથ તે ઘોડીપરથી ઉતરીઓ. પેલી ઓરત તેની લગાંમ ધરવાને તૈયાર થઇ ઉભી હતી તે તે લગાંમ કાહાડી નાંખી પાસેનાં ઝહરામાંથી પાંણી લાવી ઘોડીનાં મોડાંપર છાંટી બોલી, "બેટી છોડ તારી આએ અજાએબ શીકલ અને તારાં અશલી રૂપમાં આવ." એ બોલતાંજ

ઘોડીનાં રૂપમાંથી રાંણી લેબી પોતાની અશલ શીકલમાં ઉભી. એ જોઇ બીદર બેભાંન થઇ જમીનપર પડી જતો હતો તેને પેલા મરદે અટકાવી લીધો. એ બુધી ઓરત લેબીની માંએ થતી હતી જેણે પૌતાની દીકરીને સરવે પરકારની જાદુઇની તાલીમ આપી પુરવીન કીધી હતી. લેબી તેણીને ભેટી પડી, પછે બીદર ઉપર વેર લેવાની મતલબથી તેણીએ મોહોડેથી શીશોલી વગાડી કે એક જબરદસ્ત જીન નીકલી આવીઓ. તેણે બીદરને હાથમાં લીધો અને બીજા હાથમાં રાંણી અને તેની માંને લઇ એક પલમાં જાદુગરનાં સેહરમાં રાંણી લેબીનાં મેહલમાં લાવી મુકયાં. ત્યાં આવતાંને વારજ રાંણી લેબી બીદર પર ગોસ્સામાં આવી ગાલો દઇ કેવા લાગી, "ઓ કંગાલ મારી તારાપરની આવી માયા અને મેહરબાંણીનાં બદલામાં તારા કમબખત કાકા સાથ મલી મારી સાથ તું આએ પ્રમાંણે નીમખહરાંમ થયો. પણ તમો બેઉને હું કેવો શવાદ ચખાડુંછ તે જુવો." પછે કાંઇબી વધુ બોલીઆ વગર તેણીએ બોભલીમાં પાંણી લઈ તેનાંપર છાંતી કહયું, "છોડ તારી માંણસની શુરત અને એક ઘુવડનો અવતાર લે." એ બોલવાની અશર તુરત થઇ. બીદર જેવો ઘુવડ બનીઓ કે લેબીએ પોતાની એક દાસીને હોકમ કીધો કે તેને એક પીંજરાંમાં બંધ કરવો અને ખાવા પીવાનું કશું આપવું નહીં.

તે ઓરતે રાંણીનાં કેહવાની દરકાર ન કરતાં તે પીંજરૂ ઉઠાવી લઇ તેને ખાવા પીવા વગેરે વખતે વખત આપીઆ કીધું, એટલુંજ નહીં પણ અબદલાની તે ઓલખાંણવાલી હતી તેથી તેને પણ આ સઘલી વાતથી વાકેફ કરી કેવાડીઊં કે તેણે પોતાનાં બચાવમાં રેહવું.

અબદલા સારી પેઠે જાંણતો હતો કે બચાવનાં સાધારણ ઉપાયો રાંણી લેબી આગલ ચાલવાનાં નથી તેથી તેણે અજાએબ તહરાંનાં અવાજથી શીશોલી વગાડી કે એક મસત કદનો જીન નીકલી આવીઓ. તેને ચાર પાંખ હતી. તેણે આવતાંને વાર શું કાંમ સારૂ તેને બોલાવીઓ હનો તે પુછીઊં. અબદલા તેને જોતાંજ તેનું નાંમ દઇ બોલીઓ "વીજરાજ, હું તને ફરમાંઊંછ કે હમણાનો હમણા ગુલનાર રાંણીનાં બેટા ઇરાંની સાહા બીદરનો બચાવ કર. તું જલદી રાંણી લેબીનાં મેહલમાં જે દયાલુ ઓરતનાં સવાધીનમાં એ રાજાછે તે ઓરતને એકદમ ઇરાંની દરબારમાં લઈ જા. તેણી શાહાજાદી ગુલનારને સઘલી વાતથી વાકેફ કરસે, પણ યાદ રાખજે કે તે ઓરત બીહે તેવું કસું કરતો નાં. મારાં નાંમથી તેનીને કે જે કે મે તેણીને સઘલું જાહેર કરવાને ઇરાંન મોકલીછે.".

વીજરાજ એ હોકમ સાંભલતાં દોડયો અને એક ક્ષણમાં રાંણી લેબીનાં મેહલમાં આવી લાગો. તેણે પેહેલાં તો પોતાની મખશદ તે ઓરતને કહી. પછે તેણીને અધર હવામાં ઊંચકી લઈ ઈરાંનના પાએતખત સેહરમાં લઇ ગયો અને રાંણી ગુલનારનાં મેહલની અગાસીપર મુકી. તેની રાંણીનાં ઓરડામાં દાખલ થઇ. ગુલનાર અને તેણીની માતા ફરાસે તે વેળા બેસી પોતાનાં અભાગ ઉપર જાર જાર રડતી હતી. તેઓ આગલ જતાંજ પેલી ઓરતે વાંકી વલી શલાંમ કરી સઘલી કેફીઅત તેમની આગલ બોલી કીધી. જે સાંભલતાંજ બને માએ દીકરીઓને લાગું કે બીદરને તેમની મદદની ઘણી જરૂર હતી.

ગુલનાર એ ખબર સાંભલી એટલી તો ખુશી થઈ ગઇ કે તે લાગલી ઉઠી એ ઓરતને ગલે વલગી પડી અને તેણીનો ઘણો પાડ માંનવા લાગી કારણ તેણીએ તેની એક અતી ઘણી મોટી અને જરૂરની સેવા બજાવી હતી.

પછે તુરત ત્યાંથી બાહાર નીકલી તેણીએ

હોકમ કીધો કે સેહરનાં લોકને જાહેર કરવું કે ઇરાંનનો સેહનસાહા સલાંમત તુરત પાછો આવો પુગશે. પછે તેની પોતાનાં ભાઇ શાલે, કે જેને તેની માતાએ ઇલમનાં જોરે તુરત પોતાની આગલ બોલાવીઓ હતો, તેની આગલ ગઇ અને કેવા લાગી, "બીરાદર મારો વાહાલો દીકરો અને તમારો માંનીતો ભાંનેજ જાદુગરનાં સેહેરમાં હૈયા તછે અને તે રાંણી લેબીનાં કબજામાંછે. આપણે બેઉ જણે વગર ધીલે ત્યાં જઈ તેને છોડવી લાવવો જોઇએ. આપણને વખત ખોવો શજાવાર નથી."

રાજા શાલેએ તાબરતોબ પોતાનું દરીઆઇ લશકર દરીઆવનાં ભીતરમાંથી બાહાર કાહાડી જમા કરયું, તેમજ પોતાનાં મીત્રો જીનોને બોલાવીઆ જેઓએ તેની મદદને સારૂ જીન અને પરીઓનું એક મોટું લશકર તૈયાર કીધું. એ બેઉ લશકરને શાથે જોડી તે સઘલાંની શરદારી રાજા શાલેએ લીધી, અને પોતાની મા અને બેહેનો જેઓ એ કાંમમાં ભાગ લેવાને તૈયાર થઇ રહયાં હતાં તેમની સાથે જાદુગરના શેહેર તરફ ચાલીઓ. એક લેહેજામાં તમાંમ લશકર શહીત રાંણી લેબીનાં મેહેલ તરફ તે ઉતરીઓ અને પેલી ચંડાલ ઓરત અને તેની જાદુગર માને એક ક્ષણમાં તારાજ કરી નાંખીઆં.

જે ઓરત તેણીનાં બેટાની ખબર લઇ આવી હતી તેને પોતાની આગલ ગુલનારે બોલાવી તેણીનાં બેટાને એક ઘુવડ કરી કેદ કરેલો હતો તે પીંજરૂં મંગાવીઊં. તેણીનો હોકમ તુરત બજાવામાં આવીઓ. જેવું તે પીંજરૂં તેણીની આગલ લાવવામાં આવીઊં કે તેણીએ તુરત તે ઊઘાડી તેને બાહાર કાહાડી પોતાનાં ખોભલામાં થોડુંક પાંણી તેનાંપર છાંટી તે બોલી, "મારા પીઆરા બેટા તારી આએ અજાએબ શીકલ છોડી દે અને તારી અસલ શુરતમાં દેખાવ દે."

એક પલમાં પેલા એબદાર ઘુવડને બદલે રાંણી ગુલનારે પોતાનાં વાહાલા બેટાનાં દીદાર દીઠાં. તેની તેને વલગી પડી અને હરખનાં આંસું વરસાવા લાગી. ખુશાલી અને હરખનો સાંમનો જુસશો તેણીનાં દીલમાં ભરાઇ આવવાથી તેણીથી એક હરફ બોલી શકયો નહીં. તેની ઘણીવાર તેને વલગીજ રહી અને બુધી રાંણીએ તેણીને છુટી પાડી ત્યારેજ તે તેનાંથી છુટી થઇ. એ પછે બીદરને તેની મમાઇએ ગોડમાં ચાંપીઓ પછે રાજા સાલે અને તેની બેહેનો, સાહાઝાડા બીદરની માસીઓ, ભેતી વારાફરથી તેને ભેતી.

ગુલનારને યાદ આવવાથી બુધા અબદલાને બોલાવી મંગાવ્યો; જેની મદદ અને મશલતથી તેણી પોતાનાં બેટાને જોવા અને પાછો મેલવવા પાંમી હતી. તેને જોઇ પોતે બોલી, "બુજરગ મરદ તમારો મારાપર એટલો બધો ઉપકાર અને હેશાંન થયુછ કે હું નથી જાંણતી કે તેનો બદલો શી તહરેથી હું વાલો શકીશ. મેરબાંની કરી કહો હું શી રીતે તમારો પાડ માનું."

તે બુધો બોલીઓ, "માહાબળ રાંણી, જે ઓરતને મે તમો નાંમદારને ખબર કરવા મોકલી હતી તેણી સાથ હું પરણવાની ઉમેદ રાખુંછું, અને જો તેણી મારી માગણી કબુલ કરી મારા સાથ નેકા કરે તથા ઇરાંનનો સેહેનશાહા પોતાના મેહલમાં અમોને એક જગાપર રેહેવા દે તો તેની ચાકરીમાં મારો તમાંમ વખત ગુજારીસ." એપરથી ગુલનારે તે ઓરત તરફ ફરી તેણીનાં મોહો શાંમું જોવા લાગી અને પાંમી ગઇ કે તેણી પણ એ નેકા માટેનાં ખુશ હતી નહીં. એ જોઇ તેજ જગાપરજ રાંણી ગુલનારે બેઉનાં હાથ જોડી ખાત્રી આપી કે ઇરાંનનો રાજા અને પોતે તેમનો હવે પછેનો શંભાલ લેશે.

એ લગન થએલાં જોઇ ઇરાંનનો સેહનસાહા બોલ્યો "મેહરબાંન માદર, તમો નાંમદારે એ જોડું બાંધ્યું તેથી મને અતી ઘણી ખુશાલી બરપા થઇછે. પણ હવે એક જોડું બાકી રહયુંછે જેનો તમારે વીચાર કરવો જોઇએછે." ગુલનાર પેહલાં કાંઇ શમજી નહીં પણ પછે યાદ આવવાથી બોલી, "બેટા તું તારા પોતાનાં લગન સારૂં કેહેછે તે મને ઘણું વાજબી દીસેછે." પછે પોતાનાં ભાઇ તથા પેલા જીનોનાં લશકરનાં આગેવાનો જેઓ ત્યાં હાજર હતા તેમનાં તરફ ફરી તેની બોલી, "તમો લોક પતાલ અને પૃથવી બોલી શરવેથી ખુબશુરત, સરવેથી મોટાં ખાંનદાંની કોઇ સાહાઝાડીને સોધી લાવો કે જેણી મારા બેટાની ઓરત થવાને લાએક હોય. જલદી તમે એ વીશે ખબર કાહાડી મારી આગલ પાછા આવો."

એપરથી બીદરે જવાબ દીધો, "બાંનુ, આટલી બધી એ લોકને તસદી આપવાની જરૂર નથી. તમોને કેહેવાની જરૂર નથી કે ફકત કલપણા ઉપરથીજ મેં મારૂં જીગર અને દીલ સમનદલનાં રાજાની બેતીને અરપણ કીધુંછે. મે તેણીને મારી નજરે દીઠીછે, અને મે મારૂં દીલ તેણીને સવાધીન કીધું તે ઠકી મને જરાબી પસતાવો લાગતો નથી. મારા વીચાર પરમાંણે શું પતાલ કે જમીન એણીનાં જેવી ઓરત મેલવી આપવાને અશકતછે. એવી ખુબસુરત સાહાઝાડી જગતમાં પરવરદગારે ગોયા એકજ પેદા કીધીછે. અબલતાં મારો પીઆર તેણીને પેહેલીવાર જાહેર કરતાં તેણીએ મારી સાથ જે બેઅદબ ચાલ ચલાવી તે એવી હતી કે તેણી ઉપરની મારા કરતાં ઓછી મોહોબતવાલો તેણીનું ફરીથી મોહોડું જોત નહીં. હું તેણીને એ માફ કરૂંછું, કારણકે તેણીની એ ચાલ દખુરતી હતી. પોતાનાં પીતાને જીઆરે આવાં એક નીરદોશ કારણને લીધે કેદ કીધો ત્યારે તેનું વેર લેવાને કોઇબી ફરજંદ એણીના કરતાં ઓછી જાસતી વાપડતે નહીં. હવે તે થયું, અને હું ધારૂંછ કે તેનીનો પીતા રાજા પોતેબી પોતાનો વીચાર ફેરવશે અને તેની પુત્રી સાહાઝાડી ગાયહરા મારાપર મોહોબત રાખશે."

એ સાંભલી ગુલનાર રાંણી બોલી, "બેટા જીઆરે એમજછે કે સાહાઝાડી ગાયહરાથીજ તુ શુખી થશે તો તેની સાંમે થવાની મારી જરાબી મરજી નથી. તારો માંમો હમણા તે રાજાને આપણી આગલ તેડી મંગાવે તો આપણે મોહોડે મોડું સમજીશું કે તે હજુર પોતાની હઠ છોડેછે કે નહીં."

રાજા સમનદલને કેદ કીધો હતો ખરો, પણ તેને એક કુલવંત રાજા સમજીને તેને લાએકનું માંન અને આબરૂં આપવાને રાજા શાલેએ જરાબી બખીલાઇ કીધી હતી નહીં. રાજા સાલેએ એક ધુપદાંનમાં આતસ મંગાવીઓ, અને તેનાં પર કાંઇ ખુશબોદારનો ભુકો નાંખી કાંઈ મંત્ર ભણીઓ. જેવો ધુવો નીકલીઓ કે આખો મેહેલ ધુજવા લાગો અને જરાવારમાં અમલદારોનાં ચોકી પેહેરા હેઠલ રાજા સમનદલ ત્યાં આવી ઉભો. તેને જોતાંજ રાજા બીદર તેનાં પગપર પડી બોલીઓ, "ઇરાંનનાં સેહેનસાહા જોડે તમારી બેટીનાં લગનની અરજ કરતો રાજા સાલેને ઉભું રેહેવાની હવે જરૂર નથી. ઇરાંનનો સેહેનસાહ પોતેજ તે માંગું લઇ તમારી સનમુખ ઉપલી મેહરબાંણી ચાહાતો ઉભોછે. તે સારી પેઠે શમજેછ કે તમો નાંમદાર, એક ગબરૂ જવાંન સેહેનસાહાને, ગાયહરા જેવી ખુબસુરત નારને નહીં પરનાંવાનો બોહોશ લઇ બેસી તેની જીંદગી વ્યરથ કરવાની હઠ જારી રાખશો નહીં. તે પોતે એમજ શમજેછ કે ગાયહરા વીના તેની જીંદગી રદછે."

રાજા સમનદલે બીદરને ઝાઝીવાર પડી રેહેવા દીધો નહીં. તેને ઉઠાડી અને પોતાની ગોદમાં ચાંપી તે બોલ્યો, "જે સેહનસાહા તેની જીંદગીનો ખીલતો બાહાર ભોગવવાને પુરતી રીતે લાએકછે તેનો અટકાવ મારાથી થાએ એ ખરેખર દલગીરી ભરેલુંછે. જો મારી બેટીનાં સંબંધ વગર તમારૂં જીવતું ધાસતીમાં આવી પડેછે તો સાહેબ તે તમારીજછે. તમો તેણો સાથ શુખેથી ખુસી સાથ જીંદગી ગુજારો. તેણીએ કોઇ દીવસે મારો શખુન પાછો ફેરવીઓ નથી, અને મારી ખાત્રીછે કે તેણી આએ વખતે પણ પાછો ફેરવસે નહીં." એ પછે પોતાનાં એક ખીદમતગારને હોકમ કીધો કે સાહાઝાડી જીઆં હોએ ત્યાંથી તેનીને બોલાવી લાવવી."

જે જગાપર સાહાઝાડીનો મેલાપ બીદર સંગાથે થયો હતો તેજ જગાપર તેની ત્યારે પણ હતી. હયાં પેલા અમલદારો આવી લાગા અને પોતાની સાથ તેણીને તેનાં બાપ હજુર લઇ આવીઆ. રાજા સમનદલે તેણીને પોતાને ગલે લગાડી કહયું, "બેટી, મે તારે સારૂં એક ખાવીંદ ખોલી કાહાડયોછે, તે આએ ઇરાંનનો સેહનસાહાછે. એ પૃથ્વીપર શરવેથી મોહોટો પાહાદસાહા ગણાયછે, અને બીજી સઘલી ખુબસુરત ઓરતો અને ખાંનદાંનો મેલી દઇ એણે તને પરસંદ કરીછે એટલે આપણ બેઉ જણ એનાં આભારી થયાં છીએ."

એપરથી સાહાઝાડી બોલી, "મુરબી, તમોને સારી રવેસે રોશનછે કે મેં કોઇ કાલેબી તમારી મરજી અને હોકમનો ઇનકાર કીધો નથી. હું તમારા હોકમને માંન આપવાને સદા તૈયારછું. હું ઉમેદ રાખુંછ કે મારાથી એ પાહાદસાહા સાથ જે નાલાયક વરતણુંક ચલવાઇછે તે એ નામવર દરગુજર કરશે કારણ તેમ કરવાને મારા પોતાનાં વીચાર કરતાં મારી ફરજે મને વધારે ઉશકેરી હતી."

જાદુગરનાંજ સેહરમાં ઘણી ધાંમધુમથી એ જોડાંનાં લગન થયાં. જે બચારાઓ રાંણી લેબીપર મોહી પડી પરાંણીઓનાં અવતારમાં બદલાયા હતા તેઓ રાંણીનાં મરણ પછે પાછા પોતાની શુરતમાં આવીઆ અને પોતાનો ઉપકાર જાહેર કરવાને ઇરાંની સેહનસાહા, રાંણી ગુલનાર અને રાજા શાલે નજદીક આવી ઉભા. એ સઘલાંઓ મોટાં રાજવંશી ઓલાદનાં હતાં.

રાજા સમનદલને શાલે તેનાં સેહરમાં લઇ ગયો અને પાછું તેને તેનું રાજપાત સપુરદ કીધું. આએ તરફ બીદર મોટી ખુશ ખુશલાી સાથ પોતાની ઓરતને લઇ પોતાની મા ગુલનાર તથા મમાઇ અને બીજી સાહાઝાડીઓ સાથ પોતાનાં સેહેરમાં આવીઓ. હયાં પતાલની રાંણી અને સાહાઝાડીઓ રહયાં અને જીઆરે સાલે પોતે તેમને તેડવા આવીઓ ત્યારે તેની સાથ સઘલાંઓ પોતાને મુકામે ગયાં.





# મોહોબતનો ગોલામ
## ઈઆને
# અબુ અયુબના બેટા ગેનમનો કીસ્સો.

સેહરાઝાડી બોલી, "સાહેબ, દમાસકસ સેહરમાં એક સોદાગર રેહેતો હતો. તેણે ઉદયોગ અને કરકસરથી મોટી દોલત ભેગી કીધી હતી. તે ઘણી આબરૂ સાથ રેહેતો હતો. એનું નાંમ અબુઅયુબ કરી હતું. તેને એક છોકરો અને છોકરી એવાં બે ફરજંદની નવાજેશ થાઇ હતી.

એ છોકરાનું નાંમ ગેનમ* હતું, પણ પછે એને મોહોબતનો ગોલાંમ એમ બોલાવતા હતા. એ છોકરો કદ અને અંગે સોહાંમણો હતો અને તેનાં મગજનાં મલતાવડા ગુણો શારા ઉસતાદોની મેહનતથી ઘણાં ખીલી નીકલેઆ હતા. તેની છોકરીનું નાંમ અળકાલમ હતું જેનો અરથ જીગરને હરખાવનાર કરી થાએછે, કારણ જેની નજરે તે પડતી તેને તે મોહબતની શાંકલથી બાંધી લેતી હતી.

અબુઅયુબ ગુજરી ગયો અને પોતાની પાછલ એક મોટી દોલત મુકી ગયો. શો રેશમી કાપડની ગાંશડી વખારમાં મોજુદ પડેલી હતી અને તે દરેકપર મોટા અક્ષરે "બગદાદ સારૂ" એમ લખેલું હતું.

સીરીઆની રાજધાંની દમાશકશમાં રાજ કરનાર મહમદ નાંમનો રાજા હતો. એ શુલેમાંન જીનેબીનો બેટો થતો હતો. એનો ખેશી હરૂન અલરશીદ જે બગદાદમાં રેહતો હતો તેણે એને એક ખંડણીઆ તરીકે બગદાદનો હાકમ ઠેરવીઓ હતો.

પોતાનાં બાપનાં મરણ પછી પોતાનાં ઘર કારભાર વીશે ગેનમ પોતાની માતા શાથ વાત કરતો હતો તેવામાં તેણે પુછ્યું કે ઉપલી રેશમી કાપડની ગાંશડીઓપર "બગદાદ સારૂ" એમ લખેલું હતું તેની શી મતલબ હતી. તેણી બોલી "મારા બેટા, તારા મરનાર પીતાનો એવો રાબેતો હતો કે પોતે જાતે મુશાફરી કરી પોતાનો માલ દેશેદેશ વેચી આવતો હતો, અને જે મુલક સારૂ તે માલ એકઠો કરતો તેપર આગલથી નાંમ પાડી રાખતો હતો. એજ મતલબથી તેણે એ માલ તૈયાર કરી, મુસાફરીનો શરંજામ એકઠો કરી બગદાદ જવાનો કસદ કીધો હતો. પણ તેટલાંમાં તો મોહતે—" એટલું બોલી તે અચકી ગઇ, અને પોતાનાં મરનાર ખાવીંદની યાદદાસતથી તેણીનો દીલ ભરાઇ આવવાથી રડી પડી.

અલબતાં ગેનમનું દીલ પણ એ વેલા પીગ-

*ગેનમનો અરથ લુંટ ભેગી કરનાર અથવા કોઇબી રીતે પઇશા એકઠા કરનાર થાયછે.

લી ગયું. તેઓ થોડોવાર ચુપ બેઠા, અને જ્યારે ગેનમે પોતાની માતાને થંડી પડેલી જોઇ ત્યારે કહયું, "મારા બાપનો વીચાર એ બગદાદ લઇ જવાનો હતો તો મારે પ્રોતે તેનું આરંભેલું કાંમ પાર પાડવાને માથે લેવું જોઇએ. એ માલ પડી રેહવાથી બગડી ખરાબ થતો જશે, તેમજ એ વખતશર નહીં વેચાવાથી સારો ભાવ આવશે નહીં."

અબુ અયુબની ઓરત પોતાનાં બેટાનો એ ઠેરાવ જોઇ ઘણી અજબ થઇ બોલી, "બેટા, તારા પીટાને પગલે તું ચાલે એ ખરેખર વખાંણવા જેવી વાતછે અને હું ઘણી તેથી ખુશી થઇછું. પણ તું વીચાર કર કે એ કાંમ બજાલાવવાને તારી ઉમર તને યારી આપતી નથી. હજુર એ કાંમ સારૂ તું બાલક ગણાએછે. વલી તને એમાં અનુભવ નથી, અને રશતા અને મંજલની ઠાકથી તું તદન અજાંણીછે. તારા જવાથી વળી હું એખલી પડી જઇશ તેનો વીચાર કર. જે દલગીરી અને શોક ખુદરતે મારાપર નાંખ્યાંછે તેમાં તારા જવાથી ઘણો વધારો થશે તે શું તું ભુલી જાએછે? એ સઘલો શાંમાંન દમાશકશના વેપારીઓને વેચી નાખીએ તો શું નહીં ચાલે? અલબતાં તેમ કરતાં ધારવા કરતાં થોડો નફો થશે, તોબી મુશાફરીનાં ખરચ અને રંજ તયાગ કરી તથા જીંદગી ભયમાં જતી બચાવી થોડા નફાપર શંતોશ પકડવામા શું ફાયદો નથી?"

પણ ગેનમે જે ઠેરાવ કીધો હતો તેની સાંમે તેનીનાં વાંધા ચાલી શકયા નહીં. તેણીએ જે જે તકરારો બતલાવી તે તેની નજરમાં જરાબી મુસતકીમ લાગી નહીં. પ્રવાસ કરવાની એકતો મરજી અને દુનીઆંમાં જુદે જુદે ઠેકાંણે ફરી તેમાંથી મલતું ગ્નાંણ શંપાદન કરવાનો ઠેડાવ એ છોકરાને બાહાર જવાને ગોયા ઉશકેરી રહયા હતા, તેથી તેની માતાનાં કાલાવાલા, આંજુ અને તકરારની ઉપરવારી થઇ તેણે મુસાફરીએ નીકલવાનો પકો ઠેડાવ કીધો. જયાં મોટી ખરીદી થતી હતી તે બજારમાં તે ગયો અને મજબુત બાંધાનાં ગોલાંમોને ખરીદીઆ, તેમજ એકશો ઊંઠ ભાડે લીધાં. મુસાફરીનો જોઇતો શરવે શામાંન તૈયાર કરી બગદાદ જતાં બીજા પાંચ છ વેપારીઓ શંગાથે તે શેહેર જવાને નીકલીઓ.

એ લોકો શાથ ગોલાંમો તથા બીજા આદમીઓ મલી એક મોટો રસાલો થયો હતો, એટલે તેમને રસતામાં ચોર અને લુતારા અરબોની મુદલ ધાસતી રહી હતી નહીં, જે અરબોનો ધંધોજ એ હતો કે નબલા મુશાફરોને જોઇ તેમને લુટી લેવા. રસતાની રંજ શીવાએ બીજી કોઇબી મુશીબત વગર તેઓ શહી શલાંમત બગદાદ શેહર આવી પુગા.

તેઓ સઘલાઓએ એક જાહેર અને કુશાદે ધરમશાલામાં ઉતારો લીધો. પણ ગેનમે પોતાને શારૂં રેહેવાને એક જુદુંજ મકાંન સોધી તેમાં જઈ રેહેવાનો ઇરાદો કીધો. તેણે પોતાનો શરવે શાંમાંન વધારે બચાવ ભરેલી જગામાં પેલાઓની શાથેજ રેહેવા દીધો, અને તેની પડોશમાંજ એક ઘણીજ શુંદર અને કુશાદે ઇમારત ભાડે રાખી. અમીરી શરસાંમાંનથી શીંગારી તેમાં પોતે જઈ રહયો. એ ઘરનાં ચોકમાં એક શુંદર બાગ બનાવેલો હતો તેમાં જગે જગ ફુવારા અને શોભીતા માંદવાઓથી અતી ઘણો રમનય દેખાવ થઇ રેહયો હતો.

થોડા દીવસ એ ઘરમાં રેહેવા પછે ગેનમ શુંદર પોશાક પેહેડી જે જગાપર શોદો થતો હતો ત્યાં ભપકા સાથ ગયો, અને પોતે જે સામાન લાયો હતો તેના નમુના એક ગુલાંમ શાથે લઇ ગયો.

ત્યાંનાં સોદાગરોએ ગેનમને બા આબરૂથી બોલાવ્યો અને તેઓમાં જે વડો હતો તેને માલ દેખાડવાથી તેણે તેની ઠેડવેલી કીમતે કેટલોક માલ ખરીદીઓ. એ મુજબ ગેનમ દર રોજ સારે નફે પોતાનો માલ વેચી આવતો હતો અને તુક વખતમાં સઘલો માલ તે વેચી ફારેગ થયો.

પણ તેની કણે છેલ્લી એક ગાંશડી રહી ગઇ હતી. તે તેણે વખારમાંથી ઊંચકાવી પોતાનાં મકાંનમાં મોકલાવી કબાલા કરવાની જગા તરફ તે ગયો. પણ તેણે સઘલાંઓની દુકાંન બંધ જોઇ. એથી તે ઘણો અજાએબ થયો. તેણે કારણ પુછવાથી તેને જણાયું કે શરવેથી પેહલી પંક્તીનાં વેપારીઓમાંનો એક વેપારી ગુજરી ગયો હતો. એ સોદાગરને પોતે પીછાંનતો હતો. તેનાં મરણથી તેની પુઠે શોક કરતાં સઘલા વેપારીઓ ગયા હતા તેથી તેઓએ પોતાની દુકાંનો બંધ રાખી હતી.

ગેનમે તેને દફનાવાની જગા અને બંદગી કરવાને સારૂં કહી મસજીદ હતી તે પુછી લીધું. પોતાનાં ગુલાંમોને સઘલા અશબાબ શાથ પાછા પોતાનાં મુકાંમપર મોકલી પોતે તે મસજીદ તરફ ગયો. કીરીઆ અને બંદગી પુરી થાએ તે આગમચ તે ત્યાં જઈ લાગો. એ કીરીઆ એક કુશાદ દીવાંનખાંણાંમાં કરવામાં આવી હતી અને એ દીવાંનખાંનું તંમ શીહા કપડાંથી એ હીંગાંમને લાએક પડે તેવી રીતે શીંગારી લીધામાં આવીઊં હતું. એ જગાપરથી પેલાની લાસ ઊંચકી દાતવાની જગા તરફ લઇ જવામાં આવી. તેની પુઠે સઘલા તેનાં દોશત આશનાવો અને સગાં વાહાલાં તથા ત્યાં ભેગા થયલા સોદાગરો અને ગેનમ પોતેબી ચાલીઓ. એ ઘોરશથાંન સેહેરથી ઘણે લાંમબે આવેલું હતું. તે એક ઘુંબજનાં આકારમાં સઘલાં પથરકાંમથી બાંધી લીધામાં આવેઊં હતું. તેમાં એ મરનાર ના કુંતબ કબીલાનાંજ કાલબુદ દફનાવામાં આવતાં હતાં. એ જગા ઘણી નાહાની હોવાથી એ મરનારની લાશ પાછલ ગયલાઓની આશાએશ કીજે બાહાર માદવા નાંખી જગા આરાશતા કીધી હતી કે કીરીઆ પુરી થાએ ત્યાં સુધી તેઓ ત્યાં થોબે. લાશને તેની છેલી આરાએશની જગામાં મુકીઆ પછે તે બાશ બનાવેલી ઘોહોર બંધ કરી લીધી. ઇમાંમ અને કાજીઓએ શેતરંજીપર કુંડાલું વલી બેશી પેલા નાબેલા તંબુમાં બાંગે બુલંદ બંદગી કુરાંનમાંથી ભણી શાંભલાવી. એ સઘલી કીરીઆ અને બંદગી ત્યાં ભેગા થયલા શરવે જનો બેશી શમજતા હતા.

એ શઘલું પુરૂં થતાં રાત પડી ગઇ. ગેનમને ખબર ન હતી કે એટલો બધોવાર લાગશે તેથી તેની બેચેની વધવા લાગી, અને મુશલમીનોના રેવાજ મુજબ તે જગાપર ચાશની શારૂં ખોરાક પરીશવામાં આવીઓ ત્યારે તેને બહુંજ ચટપટ થઇ. પણ તેને જણાવામાં આવીઊં કે માદવા જે નાંખવામાં આવીઆ હતા તે કાંઈ ફકત દીવશનાં શુરજની ગરમી અટકાવા સારૂં નહીં પણ રાત્રે ઠાર પડે તે અટકાવા સારૂંબી હતાં, કારણ શહવાર પડવા લગન તેઓ ત્યાંથી ઉઠવાનાં હતા નહીં, ગેનમ ઘભરાવા લાગો. તે મન શાથ બોલવા લાગો, "હું તો હયાં તદન અજાંણોછું, અને લોક શારી પેઠે જાંણેછ કે હું ઘણો દોલતમંદછું તેથી રખે ચોર લોક મારી ઘેર હાજરીનો લાભ લેઇ સઘલો માલ અને અશબાબ ચોરી જાએ. કદાચ મારા ગોલાંમોબી આ તક જોઇ લલચાએ અને મને ખુહાર કરે. તેઓ મારી નગદ દોલત લઈ નાંશી જશ તો પછે હું તેમને કયાં ઢુંડવા જઇસ." એ વીચારો આવવાથી તે થોડું ખાધુ

નહીં ખાધું કરી બીજા શાથીઓની નજર ચુકાવી ત્યાંથી સતી ગયો.

તે ઘણી ઝડપથી આગલ ચાલવા લાગો. પણ વારે ઘડીએ બનેછ કે જેમ એક આદમી ઘણી ઉતાવલથી આગલ વધવાનું કરેછ પણ પાછલનો પાછલ રહી જાએછે તેમ આ સમે અંધારી રાતને લીધે ગેનમ ઘણી ઝડપ અને ઘર જવાની હોંશ છતાં ભુલો પડીઓ અને દરવાજા આગલ આવી પુગે એટલાં મધરાત ચહડી ચુકી હતી, તેથી ધારા પ્રમાંણે તે બંધ થઇ ચુકા હતા. એથી તેને વધારે દુખ ઉપજીઉ અને હવે ત્યાંજ કોઇ સગવડ ભરેલી જગા ખોલી આખી રાત કાહાડવા શીવાએ છુટક તેણે જોયો નહીં. તે આશપાસ તેવી કોઇ જગા ખોરવા લાગો કે ત્યાં રાત ગુજારી દરવાજા ઉગડતાં શેહેરમાં દાખલ થાએ. તે એક ઘોરશથાંનમાં ગયો. એ જગા એટલી મોટી હતી કે તેનો એક છેડો શેહરમાં તો બીજો છેડો છેક સાંમેની જગા તરફ જઇ લાગો હતો. તે પાછો ફરીઓ હતો ત્યાંથી ઊંચી દીવાલો દેખાતી હતી તે તરફ તે ગયો અને તેની વચોવચ એક ખુલી જગા તેને જનઇ. એ એક કુતંબની દતાવાની જગા હતી. હયાં એક નાલીએરીનું ઝાડ હતું. એ જગામાં ગેનમ ભરાયો અને દરવાજો બંધ કીધો. ગાસ ઉપરજ પથારી કરી તે શુતો અને ઊંગાવા ચાહાયું પણ તેના બેચેન થયલા જીવને લીધે તેને બરાબર ઉંગ આવી નહીં. ઉથી દરવાજા તે ફરવા લાગો. તે બારણું ઉગાડી બાહાર જોવા લાગો, એવામાં તેને સાંમેથી કોઇને રોશની શાથ આવતું જોયું. એ જોતાંજ તે બીહીઘો, અને બારનું પાછું બંધ કરી તથા અંદરથી ખીલી દઇ તે ઝડપથી પેલાં ઝાડપર ચહડી ગયો, કારણ એ જગા શીવાએ છુપાવાની અને વધારે બચાવ ભરેલી જગા તેને બીજી કોઇ હતી નહીં.

તે ઉપર ચહડી રહયો કે તેણે પેલી રોશનીની મદદથી જોયું કે તે ત્રણ મરદો હતા. તેઓનાં પોશાકપરથી તેને જાણાયું કે તેઓ ગોલાંમ હતા. એકનાં હાથમાં ફાંનસ હતું તે આગલ ચાલતો હતો અને બાકીનાં બે બીજાઓનાં હાથમાં એક શંદુખ હતી તે પાંચ છ ફુટ લાંમબી હતી જે તેઓએ ખાંધપર ઊંચકી હતી. તેઓ ત્યાં બેઠા અને એક જન બોલવા લાગો, "બીરાદરો, મારૂં માંનાતો આપણે એ શંદુખ એમની એમ હયાં પડતી મુકી આપણી જગા તરફ પાછા જઇએ." ત્યારે બીજો ઝડપમાં બોલ્યો, "ના–ના, એમ કરશું તો આપણી બાઇની મરજી મુજબ આપણે ચાલેલા કેહવાશું નહીં, અને તે ડકી આપણને નાહક ખમવું પડશે, માટે તેણીએ આપણને હોકમ કીધોછ તે મુજબ એ શંદુખ દાતી જઇએ." એ વાત પેલા બેઉનાં ધીઆંનમાં આવી તેથી પોતાની શાથ જે ઓજારો લાવીઆ હતા તે વડે જગા ખોડી તેમાં તે પેટી ઉતારી પાછું તેપર મતોડું નાંખી ત્યાંથી ચાલતી પકડી. એ સઘલો તમાસો ગેનમ ઉપર બેઠો બેઠો જોતો હતો· તેને વીચાર કીધો કે આ પરાકરમની મતલબ શું હશે. તેણે ધારયું કે એ પેટીમાં કાંઇ કીમતી જણસો ભરેલી હશે અને તેનાં ધણીએ કાંઇ મતલબશર આ જગાએ તે છુપાવા મોકલી હશે. ગુલાંમોજવા બાદ ઉપલી જીગ્નાશા પુરી પાડવા સારૂ તે નીચે ઉતરી પડયો અને વગર દેહશતે પોતાનાં હાથ પાંઉથી તે જગા પાછી ખોડી તે શંદુખ બાહાર કાહાડી. પણ તેને એક મજબુત તાલું મારેલું હતું તેથી તેને તે ઊંગાડતાં અડચાણ થઇ. તે નીરાશ થયો નહીં. પાછલી રાતનું ઝલઝલું પડતું હતું તેની રોશનીની મદદ તેણે મોટા પથરા

ખોલી કાહાડયા, અને તે વડે તે તાલું ભાંજીઊં. ઘણી અધીરાઇથી તેને તે શંદુખ ઊંગાડી, પણ પઇશા અથવા કીમતી અવેજને બદલે ગેનમે એક અતી ખુબશુરત અને શોહાંમણી ઓરતને તેમાં બંધ કીધેલી દીઠી ત્યારે તેની અચરતીનો પાર રહયો નહીં. તેણીનાં તંદોરસત ગુલાબી રોખશારા અને ચાલતા સ્વાસથી ઊંચકાતી છાતી ઉપરથી તેણે જોયું કે તેની જીવતી હતી. તેને પોતાનેજ શવાલ ઉભો થયો કે અગરજો તે ખુદરતી ઊંગેજ શુતેલી હતેતો તાલું ભાંજવાનાં અવાજથી જાગી ઉઠતે? તેણીનાં અંગમાં ઘણોજ કીમતી પોશાક હતો. હાથે ગલાંએ અને માથાં પર બેશુમાર કીમતનાં ઊંચાં મોતી, અને હીરા જણસો હતી તેપરથી ખોલું જણાતું હતું કે એ ઓરત કોઇ ખાંનદાંની અને પેહલે વાગેની હતી, અથવા તો બાહાદશાહી દીવાંનખાંનું ભોગવનાર કોઇ કુલીન અને મરતબા ભરેલી નાંજનીન હતી. આવી ખુબશુરત અને શોહાંમણી ઓરતને જોતાંજ તેણીને તેનાં ભયમાંથાં બચાવી લેવાને તેનો ફકત દયા અને ખુદરતી ઉશકેરણીજ સલગી ઉઠી નહીં પણ તેનાં દીલમાં એક જાતનો એવો જુસશો બરપા થઇ આવ્યો કે તેની મતલબ તે શમજી શકયો નહીં. એ જવાંન અબલાને પોતાથી બનતી મેહનતે મદદ કરવાનો તેણે ઠેહાવ કીધો.

તેણે તુરત પેલા ગુલાંમો જે બારણું ઊંગાડું મુકી ગયા હતા તે બંધ કીધું, અને પછે શંદુખમાંથી તે ઓરતને શંભાલથી બાહાર કાહાડી જમીનપર મુકી પેતી ઉડારી નાખી. જમીનપર શુતાંજ બાહારની ખોલી હવાની અશરથી તે ઓરત છીકવા લાગી અને પોતાની આંખ ચોલતી ચોલતી ઘણાજ મીઠા અને મધુર અવાજે બોલી, "જોહોરાબ, બોસતાંન, શાહાગ્રાંમ, મારજીઆંન, નાજીનાં તોસશોહી, નજેતોસ જમાંન, કેમ એકુબી શાદ કેમ નથી આપતી? સઘલી ઓ કયાં ગઇઓ?" એ બધી તેણીની બાંદીઓ હતી જે તેણીની ખીદમતમાં રાત દીવસ હાજર રેહેતી હતી. તેમનાં ઉપલાં નાંમોનો અરથ બાગમાનાં ફુલ, પરવાલાંના હાર, શેરડીના શાંઠો, દીવસની રોશની, બામદાદનો શતારો, અને રૂતુની ખુશાલી થાએછે. ઉપર જોયું તેમ તેણીએ સઘલીઓને તેમનાં નાંમથી બોલાવી પણ કોઇ તરફથી જવાબ નહીં મલીઓ તેથી તેની અજબ થવા લાગી. પણ જીઆરે શાંત વીચારથી તેની આશપાસ જોવા લાગી તો જણાયું કે તેતો એક ઉજડ ઘોરની જગામાં પડેલી હતી. તેની દીલથી ઘણી ડરવા લાગી અને અજાએબીથી પોકાર મારી બોલી, "શું રસતા ખેજ આવી અને મુવાઓ પાછાં ઉઠયાંછે? શું એક રાતમાં આટલો બધો ફેરફાર!"

ગેનમે હવે તેણીને વધારેવાર ઘભરાત અને ગુચવણમાં રેહવા દેવાને દરૂશત જોયું નહીં તેથી તેની આગલ તે આવી ઉભો. તે બોલીઓ, "નેક બાંનું, તમારી ખીદમતમાં હાજર હોવાથી મે તમોને જે ભયમાંથી બચાવી લીધાંછે તે સારૂં હું થોડો ખુશી થતો નથી. આવી હાલતમાં તમોને જેબી મદદ જોઇએ તે આપવાને હું કમીનો બંદો ઉભોછું અને તે બજાવતાં મોટી ખુશી મને થયલી શમજીશ."

એ પછે એ ઓરતનો પોતાપર વીશવાશ બેશે તે સારૂં તેણે પોતાની ઓલખ આપી અને પોતે કોણ હતો તથા શું શબબથી એ શેહર આવીઓ હતો તે સઘલું કહયું. વલી એ જગા પર તે કેહેવા એતેફાકથી આવીઓ તેથી પણ તેનીને વાકેફ કીધી. એ પછે ત્રણ ગુલાંમો તેણીને લઇ તે જગાપર આવી લાગા અને ત્યાર કેડે શું શું બનાવ બનીઓ તથા તેણી કેહેવી રીતે



બચી તે સઘલી કેફીઅતથી તેને જાંણીતી કીધી. એ ઓરત, સઘલો વખત મોહોપર બુરખો નાંખી બેશી શાંભલીઆ કરતી હતી. તેણીને ખબર હતી કે ગેનમનું તેણીપર કેટલું બધું મોટું હેશાંન થયું હતું. તેની બોલી, "ખોદાનો હું ઉપકાર માંનુંછ કે તમો જેવા લાએક આદમીને મને આવાં શંકતમાંથી બચાવી લેવાને મોકલીઆ, પણ જીઆરે તમે દયાનું કાંમ કરવાને માંથે લીધુંછે તો તમોને અરજ કરી કહુંછ કે તે અધુરૂં રેહેવા દેતા નાં હું અરજ કરૂંછ કે તમે શેહેરમાં જઈ એક ભાડેનું ખચ્ચર લઈ આવો અને આએજ શંદુખમાં મેલી તમારે ઘર મને લઈ જાઓ. જો હું મારા આ પોશાકમાં પગે ચાલી જઈશતો શેહરની બીજી ઓરતો કરતાં મારો પેહરવાશ જુદો હોવાથી લોકનું મારા તરફ ધીઆંન ખેંચાશે અને તમારા ઘર લગીન મારી પુઠ પકડવામાં આવશે કે જેમાથી મારે કોઇબી રીતે બ-

શું મુવેલાં પાછાં ઉઠયાં. (સફે ૭૨૮.)

ચતું જરૂરછે. જીઆરે હું તમારે ઘર પુગીશ, અને તમારા ઘરમાં મને બચેલી જોઇશ ત્યારે મારી હકીકતથી તમોને વાકેફ કરીશ, અને તમો જોશો કે જે ઓરતપર તમોએ આટલો બધો ઉપકાર કીધોછે તેની તે ગુણ નહીં પીછાંને એવી નથી."

ગેનમે પોતાને શોફલાં કાંમશર જવા આગમજ પેલી પેટી ખાડામાંથી બાહાર ખેંચી કાહાડી અને તે ખાડો મતોડાંથી પાછો પુરી દીધો, પછે તે ઓરતને અંદર શુવાડી પેટી બંધ કીધી. પણ તે એવી રીતે બંધ કીધી કે આશપાસની વકટારમાંથી તેણીને દમ લેવાને પુરતી હવા મલે. ઘોરસથાંનમાંથી બાહાર નીકલી તેનાં દરવાજા તેને બંધ કીધા. શહવાર પડી ચુકી હતી તેથી શેહરનાં બારણાબી ખોલેઆં હતાં, તેથી શેહરમાં દાખલ થઇ એક ખચરવાલાને તને તુરત શોધી કાહાડયો, અને તેની શાથ તે જગાપર તે પાછો ફરયો, અને પેલી પેટી તેનાં ખચરપર મેલાવી. એ ખચરવાલાને કોઇ રીતનો શક નહીં ઉપજે તે શારૂં તેને તેની ખાત્રી કીધી કે રાતને વખતે તે એ પેટી લઈ એક બીજા ખચરવાલા સાથ તે ત્યાં આવી પુગો, પણ દરવાજા બંધ થઇ જવાથી અને ખચરવાલો પાછો ફરવાની ઘણી ઉતાવલમાં હોવાથી કરી તેને રખશુદ આપી એ પેટી તેણે તે જગાપર મેલી હતી.

ગેનમ શેહરમાં આવ્યા પછે પોતાનાં ધંધામાંજ મશગુલ હતો એટલે તેને દુનીઆંની બીજી ખબરોની જરા દરકાર હતી નહીં. તેમજ પીઆર અથવા મોહબતનો જુસશો કેહેવો હોએછે તેથી તે તદન અજાંણ્યો રહયો હતો. પણ હમણાં તેવા જુશાની અશર તેનાં જીગરમાં પરગત પડવા માંડી અને એ લાગણીએ તેનાં મગજપર પેહલોજ હુમલો કરવા માંડયો. એ ઓરત તરફ તે પ્યાર વીનાં જોઈ શકયો નહીં. તે ખચરવાલા પાછલ તે ઘણીજ બેચેની અને ધાસતીથી ચાલતો હતો કે રખે એવું બને કે આ તેની ફતેહ તદન નહીં જેવી થઇ જાએ અને એ ઓરત તેની કબજેથી જતી રેહે. પણ જીઆરે પોતાનાં ઘરનાં બારણા આગલ શલાંમત આવી પુગો ત્યારે તે દીલ શાથ ઘણો ખુશી થયો. પેટી તુરત હેઠલ ઉતારી અને ખચરવાલાને તેનું દાંમ આપી રખશુદ કીધો. એક ઓરડામાં પેટી લઈ જઈ મેલી પોતાનાં ગુલાંમને હોકમ કીધો કે બાહાર જઇ દરવાજો બંધ કરે. જે પછે તુરત તેણે તે પેટી ખોલી પેલી ઓરતને બાહાર કાહાડી અને પોતાની દલગીરી જણાવી કે તેણીને ઘણીજ અગવડ ભરેલી હાલતમાં આટલી શાંકડી જગામાં પડી રેહેવું પડયું હતું. તેની બોલી, "અગરજો મે એ શંબંધી દુખ ખમીઉછે તો તેનો બદલો તમોએ મારી શેવા બજાવી એક બચાવ ભરેલી જગાપર મને લાવી મુકી તે જાંણવુંજ મને મારાં એ સઘલાં શંકતનો બદલો વાલી આપેછે."

ગેનમે પોતાનો ઓરડો અછી તહરેથી શીંગારેલો હતો. પણ તેનાં શુંદર દેખાવપર એ ઓરતે જરા ધીઆંન આપીઉં નહીં. હાલ તેણીનું દીલ અને વખાંણ ગેનમનાં ખુબશુરત ચેહેરાપર અને તે તેણીની જે આગતાસવાગતા કરતો હતો તથા તેણીનો બોલેલો બોલ ઊંચકી લેઇ તેને ખુશી કરતો હતો તે તરફ ખેંચાયું. તેણીની નીમખહલાલી એનાં તરફ ઘણી વધી. તેની એક કોચપર બેઠી, અને પોતે કેટલી નીમખહલાલછે તેની શાબેતી દેખાડવા સારૂં પોતાનાં મોહોપરનો બુરખો ઊંચકી નાંખીઓ અને પોતાની ગોરી શુંદર અને શોહાંમણી પરીચેહેર પેશાંની ઉપર ગેનમની ભુખી નજરને ગમે તેમ અલાપ લેવા દીધી. આએ તરફ આ ઓરતથી જે મેહરબાંણી થઇ તે ગેનમ દીલથી શમજીઓ. પારકા મરદ આગલ ખરી

મોહોબત અને એખલાશ વીનાં કોઇબી ઓરત પોતાનો ચેહેરો દેખાડી શકતી નથી. તેણીને જોતાંજ તેનાં દીલમાં મોહબતી જુસશાએ ઉછાલો કરી દીધો અને જેબી તેનાંથી તેમણી શેવા થઇ હોએ તે સઘલી ફકત આ મેહરબાંનીથી તે ભુલી ગયો.

એ ઓરત ગેનમનું દીલ પાંમી ગઇ. પણ તે દીલમાં માંથું લાવી નહીં અથવા તેથી ઘભરાઇ નહીં કારણ તેની તેને એક આબરૂદાર ગ્રહસ્થ સમજતો હતી. ગેનમે વીચારીઊં કે તેણીને માટે નાંસતો ત્યાર કરવો જોઇએ પણ એ ખુબશુરત મેહેમાંનની પરોણાગત કરવાને ગોલાંમનો વીશવાસ નહીં હોવાથી પોતેજ પોતાનાં ગોલાંમને લઇને ભથીઆરખાંનામા ગયો અને શું શું બનાંવવુ તેની વરદી આપી આવ્યો. પછે ત્યાંથી એક મેવાવાલાની દુકાંનપર આવી મીઠાં સવાદીશત ફલો ખરીદીઆં અને લેહજતદાર શરાબની શીશેહીઓ લઈ તથા ખલીફને માટે નાન બનતાં હતાં તે ખરીદી પોતાનાં મુકાંમપર પાછો ફરીઓ.

ઘર આવી પુગતાંજ પોતાને હાથે તમાંમ ફલ અને મેવો સમારી એક ખુમચામાં પોતાને હાથે ગોઠવી તે એ ઓરત આગલ લઈ જઇ બોલીઓ, "ખાંનું ખાંણું તૈયાર થાએ એટલા આએ ચાખી જુવો." એટલું બોલી તે અદબથી દુર ઉભો રહયો. પણ તુરત તેણીએ જણાવીઊં કે જીઆં શુધી તે તેણી પાસ બેસી શાથે ખાએ નહીં ત્યાં તુલીક તેણી તેને હાથ લગાડનાર નથી. થોડું ખાધા પછે ગેનમની નજર તેણીએ કાહાડી મુકેલા બુરખાપર પડી. તેની ઉપરની ઉમદા તહરાં ગુઠણી જોવાથી તે તેને જોવા માંગયો. છેડાપર શુનેરી અખશરથી કાંઇ લખેલું પણ હતું. તેણીએ તુરત તે બુરખો હાથમાં લઈ તેની આગલ ધરીઓ અને બોલી, "જુવો તમારાથી એ વંચાએછે?" તે નરમાશ પકડી બોલીઓ, "ખાંનું જો એક સોદાગર પોતાનો ધંધો ચલાવતાં વાંચવા લખવાથી અજાંણ હોએ તો બચીત તેને તે શોભા લગાડે નહીં."

"વારૂ ત્યારે" તેણીએ કહયું, "એપર જે શુનેરી અખસરથી લખેલુંછે તે વાંચો કે મને મારી તવારીખ કેહેવાને શબબ મલે."

ગેનમે તે બુરખો લઇ નીચે મુજબ વાંચીઊં, "હજરત નબીનાં કાકાનું તોખમ ધરાવનાર, હું તારીજછું અને તુને મારોજ સમજુછું." મહમદ પેગાંમબરનાં કાકાની ઓલાદ ધરાવનાર તો ખલીફ હરૂન અલરશીદ હતો જે મહમદના કાકા **અબાસ**ની ઓલાદથી ઉતરેલો હતો અને રાજ્ય ચલાવતો હતો.

જીઆરે ગેનમે એ શબ્દો વાંચીઆ ત્યારે તે ગમ ખાઇ બોલીઓ, "અફસોસ ખાંનું જો કે મે તમારી જીંદગી બચાવીછે તોબી આએ લખાંણ મારૂં મોત આણશે. હું એ ભેદ સમજતો નથી, તોપણ મારી ખાત્રી થાએછ કે મારા જેવો બેનશીબ આદમી કોઇ બીજો હશે નહીં. ખાંનું મારા બોલવાથી ગુશો નાં કરશો અને મને માફ કરજો કારણ તમોને મારૂં દીલ અરપણ કરીઆ વીનાં તમારી શાથ વાતચીત કરવી એ તદન મુશકેલછે. તમો પોતેબી શમજતાં હશો કે તમોને ના પાડવું એ મારા હાથમાં નથી અને મારૂં એમ જણાવવું કેવું દરગુજર કરવાને યોગ્યછે. મારા દીલથીજ મે વીચાર કીધો હતો કે તમારી બરદાસતમાં મશગુલ રહી, તમારા ફરમાંનો ઊંચકી લેઇ મારી તાબેદારીથી તમારા તરફ જાગેલા મારા પીઆરમાં મજબુત રહી તમારા દીલની શપાતી ઉપર મારા વીશેની મોહબતનું દરખત ઊગતું કરૂં. પણ એ સઘલો મારો વીચાર એકદમ નાઇલાજ થઇ ગયોછે. આવી દીલની સદા બ-

લતી આગ વચ્ચે હું કદી જીવી શકનાર નથી. ફીકર નહીં હું એટલાંથીજ શંતોસ પાંમીશ કે તમારો થઇનેજ હું મરી જઇશ. વાસતે આંનું તમો જે વારતા કેવા માંગોછો તે જણાવો કે મારી કમતાલે ફેજનો અંત આવે."

એમ બોલતાં તેની આંખમાં આંજું ભરાઇ આવીઆ. તે ઓરતનેબી લાગી આવીઊં પણ આ તેનાં શબદોથી જરા દલગીર થવાને બદલે તેણીનાં દીલમાં ઉલતી ખુશાલી ઉપજવા લાગી અને તેણીનું દીલબી તેનાંપર દાડવા લાગું, તોબી તે છુપાવી જાંણે ગેનમનાં બોલવાની તેને કશી પરવા ન હોએ તેમ બોલી, "તમોને મારૂં મોહો જોવાથી આટલી બધી બેચેની પેદા કરસે એવી ખબર હતેતો ખચીત મારો બુરખો તમારી શનમુખ ઊંચકવાને હું ઘણી સાવચેતી રાખતે. વલી હું નથી ધારતી કે મારી તવારીખ જાનવાથી તમારી હાલત તમો ધારોછ તેમ જીવપર આવવા જેવી થાએ."



ઍપર જે લખેલું છે તે વાંચો. (સફે ૭૩૧.)

પછે તે બોલી, "મારૂ નામ ફૈતનાંછે જેનો અર્થ દુખ આપતું ઓજાર થાએછે, શબબ મારો જનમ થયો ત્યારે મારી ખુબસુરતી જોઈ એવું ધારવામાં આવીઉ કે જેબી મારી સુરત જોશે તે આફતમા આવીઆ વીનાં રેશે નહીં. વલી તમોએ હવે જાંણ્યું કે રાજા હારૂન અલ રશીદની હું એક માનીતી ઓરતછું.

મારી નાદાંન વયમાંજ મને એને ત્યાં લઈ જઇ રાખી હતી. જે મતલબશર મને લઇ જવામાં આવી હતી તે મતલબ જાલવવાને મારી પછવાડે કાંઇ જેવી તેવી બરદાસત લેવાઇ નહીં. મને કેલવવા પાછલ જે જે મેહનત તેઓએ લીધી તેથી મેજ માહીતગારી મેલવી તે કાંઇ થોડી હતી નહીં. મારી ચાલાકી શાથ મારી ખુબસુરતીનો પ્રકાશ જોતાં ખલીફની મેહરબાંણી મારાપર બેઆદ વધવા લાગી. તેને મને પોતાનાં ઓરડાની પડોશમાંજ એક ઓરડો આરાસતા કરી રાખી. તે એટલીજ મેરબાંણી મારાપર બતાવી ધરાયો નહીં. મારી હજુરમાં વીશ બાંદીઓ તેણે મોકલી તેમજ બીજાં ઘણાંક ખીદમતગારો મારી ચાકરી કરવા મને સોંફ્યાં. આ સઘલી તેની મેહરબાંણીથી જગતમાંની કોઇ રાંણી નહીં ભોગવી શકે એવુ શુખ હું ભોગવવા લાગી. હવે તમે વીચાર કરો કે ખલીફની ઓરતને મારા એ સઘલાં શુખથી અદેખાઇ કેમ ન ઉપજે. ખલીફ તેણીને કાંઇ થોડું શુખ આપતો હતો નહીં પણ એ ઓરતે દીલથી ઠેરાવ કીધો કે કોઇબી પ્રકારે મારો નાશ કરવો.



દવા ભેલી પાઈ. (સફે ૭૩૩.)

ઘણો વખત શુધી હું તેણીનાં છટકાં અને દાવપેજથી બહુ શંભાલી રહી. પણ અંતે હું તેણીના હાથપર સપડાઈ અને વખતશર તમે આવી મને ઉગાડી ન હતે તો હું જરૂર મોહતને સ્વાધીન થાત. મને કશો શક નથી કે તેણીએ મારી એકાદ બાંદીને લાલચ આપી શરબતમો કોઈ દવા ભેલી મને અજાંણપણે પાઇ બેશુધ અને બેભાંણ કરી તે તકનો લાભ લેઈ મને પોતાથી દુર કરી તે બેભાંની એટલી શખત હતી કે સાત આઠ કલાક શુધી હું જાગરૂત થઇ નહીં હોવસ,

સબબ હું જરામાં હું જાગી ઉઠુંછું.

"પણ એવી મારાપર અલાપ લેવાને જોખીદી, તે હમના ખલીફ હયાં હતો ત્યાં શુધી કાંઈ કરી શકી નહીં. પણ તેનાં પોતાનાં પડોશીઓની આડી ચાલ સારૂં તેમને શીક્ષા કરવાને લશકર શાથ બાહેર ગયલો હોવાથી એ તક તેણીએ હાથ કીધી. આવો શંજોગ બનતે નહીં તો તે ગમે એવીછે તોબી મારીપર આ ઘાતકી પગલું ભરવાને કદી હીમત કરી શકતે નહીં. ખલીફથી એ વાત છુપાવાને તેની હવે શું તદબીર લગાડશે તે મને માલમ નથી. તમારે જાંણવું જોઇએ કે હાલ તો મારે વીશે તદન ચુપકીડી અખતીઆર કીધામાંજ મને ઘણો ફાયદો થાએછે. મારી જીંદગીનો આધાર એ ઉપર ખામોશી અખતીઆર કરવાપર રહેલોછે. જીઆં તુલીક ખલીફ બગદાદ શેરમાં નથી ત્યાં શુધી મારો બચાવ તમારા ઘરમાંજછે. એ વાત હાલ તુરત ગુપત રાંખવાને તમોને ઘણું લાગતું વલગતુંછે, અને તમારા ફાયદા સારૂંછે કારણ કે જો એ કરપીણ ઓરતને એ વાત ખબર પડશે કે તમોએ મને બચાવી તો પછે તમારાપર તેની વેર લેવાને ચુકશે નહીં.

"જીઆરે ખલીફ પાછો ફરશે ત્યારે મને એટલી બધી શંભાલ લેવાની જરૂર રેહેશે નહીં. તેને હું સઘલી બીનાંથી વાકેફ કરીશ અને મારી પુર ખાત્રીછે કે હું તેને અતી ઘણી વાહાલીછું તેથી મારો જાંન બચાવાની તમારી સેવાનો બદલો તે પુરતી રીતે વાલી આપશે."

એ શાંભલી ગેનમ બોલીઓ, "બાંનું તમોએ જે ખુલાશો મારી આગલ કીધો તે વીસે હું તમારા હજારો હજાર ઉપકાર માંનુંછું. તમો બે ફીકર રહો, તમારા એક બાલનેબી આ જગા પર અલવાર આવશે નહીં, અને તમોએ ચુપકીદી રાખવા શંબંધી જે ખાહેશ બતાવીછે તે સેવટ શુધી હું ધ્યાંનમાં રાખીશ એમ તમો ખાત્રી શાથ માંનજો.

"મારા ચાકર નફરો બે ઇમાંન થઇ એ વાત તેમનાં જાંણવામાં આવ્યાથી જાહેર કરે, પણ તમો કેમ અને કયાંથી આવીઆંછે તે બીનાં તેમને કદીબી માલમ પડવાની નથી એટલે તે લોકથી કાંઈ થઇ શકવાનું નથી. એટલુંજ નહીં પણ તમો બેશક માંનજો કે તેમને એ વીશે પુછપરછ કરવાની બોટી ખાહેશની ટેવબી નથી. વલી આજ કાલ જવાંન ગબરૂઓને ખુબસુરત જવાંન ગુલાંમડીઓ ખરીદી લાવવાનો એટલો બધો ચાલ પડી ગયોછે કે તે વીસે હાલ કોઇને નવાઈ જેવું લાગતું નથી.એ લોકો એમજ માનશે કે હું પણ તેવોને પગલે ચાલી એક ખુબસુરત ઓરત ખરીદી લાવીઓછું. વલી એ લોકો એવું ગુમાંન લઈ જશે કે હું તમોને છુપા છુપ લઇ આવીઓ તેમાં મારી કાંઇ નેમ હશે, વાસતે એ બાબે તમો તદન બીન ધાસતી રહો. આપણાં બુલંદ દરજાનાં સેહનસાહાની માનીતી ઓરત તરીકે ગણી તમો તરફ પુરતાં આદરમાંનથી તમારી સઘલી સેવા બજાવામાં આવશે એવું ચોકશ માંનજો. પણ ગમે તેતલી તે સતા ધરાવનારછે તોબી મારૂં દીલ જે એકવાર તમારાં ખેચાંન તલે ખેંચાઈ રહયુંછે તે કદીબી છુટું થઇ શકવાનું નથી. હું સારી પેઠે શમજુંછ અને મને પુરતી ખબરછે કે 'જે ચીજ ધાણીની હોએછે તેની ગુલાંમોને મનાંઇછે.' તો પણ મારો પીઆર તમો તરફ દોડયો તે તમોએ મને કહ્યું કે તમો ખલીફનાં માંનીતાછો તે અગાઉનો હતો. હવે મારો એ જુસસો હું અટકાવી શકતો નથી અને જો કે તે હજુર બચગી ઓછે તોબી આપણા વચેનાં આ મેલાપથી

દીનપર દીન વધી મકમ થતો જાએછે અને ઘણાજ દીવસનો જડ થઈ ગયો હોએ એવો મુશતકીમ મારાં જીગરનાં દરમીઆંનમાં મુલ ઘાલી બેઠોછે. મને આશાછે કે આપણો ફનેહમંદ માહાબલ સેહનસાહા તમોને પાછાં બોલાવી જાબીદીની આ નીચ ચાલ શારૂ તેણીને સીક્ષા કરસે. પણ હું એટલુંજ ચાહુંછ કે ખલીફને ત્યાં પાછાં જવા પછે કમનશીબ ગેનમ જેનો પીઆર ખલીફ કરતાં કોઇબી પરકારે ઓછો નથી તેને તમો ભુલી જસો નહી. ખલીફ ગમે એવો દોલત અને સતામંદછે તોબી તે તમારા વીચારમાંથી મને ખીશાડી મુકવાની શકતી ધરાવતો નથી. જે જુસસાથી મારો પીઆર તમારા તરફ દોડેછે તે કરતાં વધારે પ્યારથી તે તમોને ચાહી શકસે નહીં. તમોને મુકયાં પછે દુનયાંનાં ગમે એવાં ખુણામાં હું જઇશ ત્યાંબી તમોને એજ મુજબ ચાહાતો રહીશ. અને તે મોહત શીવાએ બીજુ કાંઇ બંધ પાડી શકશે નહીં."

ફતનાએ જોયું કે ગેનમને અતી ઘણું લાગુ હતું. તેની એ હાલત જોઈ તેણી ઘણી અંદેસામાં પડી કારણ તેની પોતે પણ તેના તરફ પ્યારના જોસ્સાથી બેચેન બની હતી. તેણીએ વીચાર કીધો કે જો એ બીનાં વીસે વધુવાર તેઓ વચે વાતચીત ચાલું રહી તો તેણી પોતે કોણ હતી તે ભુલી જસે અને અજાંણપણે તેને પોતાનો ભરમ જાહેર કરી દેસે, તેથી તેની બોલી, "હું ધારૂંછ કે આ વાતથી તમોને દુખ ઉતપન થાએછે માટે આપણ બીજી બાબદ ઉપર ધ્યાંન આપ્યે, અને તમોએ મારાપર જે બેહદ ઉપકાર કીધાછે તે વીસે મને તમારો આભાર માનવો જોઇએ. એ વીસે હું જીઆરેબી વીચાર કરૂંછ ત્યારે તમારો પાડ માંનવાને મને અશકત થયલી જાઊંછું કારણ કે એ તમારી સેવા વગર હું કદીબી દીવસની રોશની ફરી જોત નહીં."

એટલાંમાં બારણું ઠોકાયું તેથી વાત પડતી નાંખી ગેનમે તે ઊંગાડી જોયું તો તેનો ગુલાંમ ખાંણાનો શુફરો તૈયાર થયો હતો તેને ખબર આપવા આયો હતો. કોઈબી આદમીને ફતનાં જે ઓરડામાં હતી ત્યાં આવવા નહીં દેવાનાં વીચારથી તેણે શુફરાનો તમાંમ શાંમાંન પોતાને હાથે બીછાવીઓ જેથી ફતનાંની ખાતરી થઇ કે તેણી ખાતર તે કેટલી બધી સાવચેતી અને મેહનત લેતો હતો.

બેઉ જાણાએ ખાંણું ખાધા પછે ગેનમે સઘલો શાંમાંન પાછો પોતાને હાથે ઉઠાવી બારણા આગલ ઉભેલા નફરોને હવાલે કીધો અને બોલ્યો, "બાંનુ તમોને હવે આશાએશની જાજી જરૂરછે માટે હું બાહાર જાઊંછું અને જીઆરે તમો પાછાં ઉઠસો એટલે તમારી સેવાંમાં હું હાજર રહીસ."

એટલું કહી તે બાહર ગયો અને બે ગોલાંમડી ખરીદી. વળી એ ખલીફની માંનીતીને લાએક કપડાંની બે ગાંશડીઓ પણ તેને વેચાતી લાવીઓ. તે ગોલાંમડી અને તે ગાંશડીઓ ફતનાં આગલ ધરી તે બોલીઓ, "બાંનુ તમો જેવા મોભાવાલા આદમોને ગોલાંમડીની જરૂરછે માટે તમો એ લોકને તમારી સેવામાં રેહવા દેઓ."

પોતાને વાસતે આટલી બધી દીલસોજી અને પરોણાગત જોઈ તેની દીલથી ઘણીજ ખુશી થવા લાગી. તેણી બોલી, "સાહેબ, મે જોયું કે તમો જેબી ચીજ બજાવા માંગોછ તે બાજે આદમીઓ માફક અધુરી રેહવા દેતા નથી. તમારા મારાપર આટલાં બધાં હેશાંનમાં તમો ઉભેરો કરતાજ જાઓછો. વારૂ હું ઉમેદ રાખુછ કે તમોને હું કદીબી નીમખહરાંમ થઇશ નહીં અને પરવરદગાર જલદીથી મને એવી હાલતમાં લાવી મુકે કે હું એ તમારા ઉપકારનો બદલો વાલી આપવાને શકતીવાંન થાઊં."

તે બેઉ બાંદીઓને બીજા ઓરડામાં મોક-લાવી ગેનમ તેણીથી દુર બીજા કોચપર અદ-બથી બેઠો અને વલી પાછી પોતાની બલતી આગ તેણીને જાહેર કરવા લાગો. "દુનીઆનાં

"સાહેબ," તેણી બોલવા જાએછ એટલાંમાં ગેનમજ બોલીઓ, "બાંનું આ બીજી મરતબે તમોએ મને 'સાહેબ,' એ બોલથી બોલાવી નવાજીઓ. તમોએ પેલી ગોલાંમડીઓ હજુર એજ



શરવેથી મોટા રાજાને અરપણ કીધેલાં એક દીલ પર મારે તરફની લાગણીની અશર પેદા કરવાની આશા રાખવીબી ફોકતછે. અફસોસ! પણ મારા આ કમનશીબમાં મને એટલોજ ઇશારો મલે કે મારાં બલી ખાખ થતાં દીલમાં જે મોહબતનો આતસ સલગયોછે તેથી તમો તદન બે ખબર નથી તો મને ઘણું શુખ મલેલું હું ગણીસ."

એ લોકને તમારી સેવામાં રેહવા દેઓ. (સફે ૭૩૬.)

માંનથી મને બોલાવીઓ પણ તેઓની હાજરીને લીધે હું તે વીસે અખાડા કરી ગયો. પણ હવે તમારી કણે માગી લેઉછ કે મેહેરબાંની કરી ખોદા ખાતર એ નાંમથી મને બોલાવતાંનાં. તમો મને એક તમારો કમીનો ગુલાંમ શમજો, કે જે હાલતમાં તમારી ચાકરી બજાવતો સેવત શુધી હું રેહીશ."

ફેતનાં બોલી, "નાં નાં, એમ કેમ બને? જે ધણીએ મારી જીંદગી બચાવી, અને મારાપર આટલો બધો ઉપકાર કીધો તેને અપમાંન ભરેલી રીતે બોલાવતાં હું ઘણી સાવચેત રહીશ. તમોને ન છાજતી ચીજ કરવી અથવા બોલવી એ મને નીમખહરાંમીનાં બટામાં લાવી નાંખે, વાસતે મારૂં અંતઃકરણ જે વલણથી તમો તરફ મને વરતવાને ઉશકેરે તેમાં તમે આડા નાં આવો. જે કાયદો તમોએ મને દેખાડયોછે તેને મલતું તમારા તરફ માંન રાખી મને વરતવા દેઓ. આવી ઊંધી ચાલ ચલાવી કદીબી હું ગુનેગાર થઈશ નહીં. તમો જે વરતણુંકથી મારા તરફ વરતોછ તેનો ઘેર ઉપયોગ કરતાં હું સદા ચોકેલી રહીશ. હું જરાબી આંણાંકાંણી વગર દેખાડી શકીસ કે તમારા તરફ હું કદીબી બેદરકારીથી જોઈ શકીશ નહીં. પણ વળી જે કારણો મને એ વીસે ચુપકીડો અખત્યાર કરવા ફરમાવેછે તે તમોને રોશન છે."

એ શબુનો શાંભલી ગેનમનું દીલ ખુશાલીથી ભરાઇ આવીઊં; હરખનાં આંનુ તેની ચશમમાથી તપકાવા લાગાં. તેણીનો ઉપકાર માંનવાને તેની કણે શબદો પુરતા હતા નહીં. એટલુંજ કહી તે શંતોશ પાંમીઓ કે "જેનાપર ધણીની માલેકી અને અખતીઆરીછે તેની તેનાં ગોલાંમને મનાઇછે."

રાત પડવા આવી એટલે તે ઉઠયો અને પોતે જાતે જઈ બતી લઈ આયો. બતી તેબલ ઉપર મુકી બેઉ જણા ફલ અને મેવાપર હાથ નાંખી તે એકમેકને અરશાપરશ ભેટ કરી ખાવા લાગાં તથા સ્વાદીશત શરાબ દમબદમ બેઉ જણે પીવા માંડીઓ. બે બે ચચાર જાંમ પીધા પછે તેઓને વીચાર આયો કે કાંઇબી ગાંનું ગાયા વગર તે વધારે પીવો નહીં. ગેનમે તેજ વખતે પોતાનાં દીલમાં ચાલતાં ઉભરા પરગત પડે એવું એક ગાએન જોડી ગાવા માંડીઊં. આએ તરફ ફેતનાંએ પોતાપર શું શું પડીઊં હતું તેનો શાર ખેંચી તેનું એક ગાયન બનાવી ગાયું કે જેથી ગેનમનો ચાહા તેનાં તરફ વધારે મજબુત થયો. એ શીવાએ ખલીફ તરફ તેણી કેટલી વફાદારછે તેપણ તેણીએ જણાવીઊં. એ મુજબ તેઓ છેક મધરાત શુધી બેઠાં અને જીઆરે ઉઠવાનો વખત થયો ત્યારે તે બેઉ જણા એક બીજાથી છુટાં પડી પોતાની જગાએ શુવા ગયાં અને ગેનમે જે બોરતો ખરીદી હતી તેઓને તેણીની આગલ રાખી.

એ મુજબ તેઓ ઘણાક દીવસ શુધી શાથે રહયાં. એ જવાંન સોદાગર એક ઘડીબી એ બીની સેવામાંથી છુટો રહયો નહીં અને ઘણા અગતનાં કારણ શીવાએ કદીબી તેણીને વીહીલી મુકી બાહર જતો હતો નહીં. તે જતો એવે વખતે તેણી શુતેલી હોએ; બાકીનો સઘલો વખત તેણીની શંગતમાં કાહાડતો હતો, તેનું ધગ ધીઆંન સઘલું ફેતનાંમાં હતું. તેમજ એ બીબી તેનાં બદલામાં ખુલી રીતે એકરાર કરતી હતી કે તે જેવો તેને ચાહાતો હતો તેથી ઓછી તે તેને ચાહાતી હતી નહીં. જો કે તેઓ આટલા બધાં એક બીજાંપર મોહી પડયાં હતાં, તોબી ફકત ખલીફ તરફનાં માનને ખાતર એ પોતાની પ્રીત ચોકશ હદ તુલીકજ જાલવી રાખી હતી.

આએ તરફ ફેતનાં મોહતમાં પંજામાંથી સપ-

ડાતી બંચી ગેનમ શાથ શુખ ચેનથી રેહેતી હતી, તેમ બીજા હાથપર જોબીદી પોતે કીધેલાં કરમથી પોતાનાં મેહેલમાં ઘણી બેચેન રેહેતી હતી.

જીઆરે પેલા ત્રણ ગોલાંમોને તે શંદુખ શવાધીન કરી પોતાનું વેર લેવાનો એ નીરદય ઓરતે નીશચએ કીધો અને તે શંદુખ લઇ તેમાં શું હતું તે વગર જાંણવે એ ગુલાંમો તેણીનાં હોકમ મુજબ લઇ ચાલીઆ ત્યારે તેણીનાં દીલમાં બેહદ બેચેની, ધાસતી અને ફીકર પેદા થઇ. તેણીની ઊંગ અને ભુખ જતી રહી. તમાંમ વખત તેની પોતાનો ગુના કેમ છુપાવવો તેના વીચારમાં કાહાડવા લાગી. તે મન શાથ સવાલ કરતી, "મારો ખાવીંદ, જે બીજી કોઇબી પોતાની ઓરતો કરતાં ફેતનાંને વધારે ચાહેછે, તે આવી મને પુછશે તો તેને શું બાહાનું બતાવીશ. ઘણીક તાલ તેણીને શુજ પડી પણ કોઈ પેશ પડી શકે એવી હતી નહીં, અને તેમા ઘણી અડચણો આડી આવવા લાગી. તેણીની એક દાસી હતી તે ઘણી જઇફ ઉમરે આવી હતી. તેણીએ જોબીદીને છેક નાંનપણથી ઉછરી મોટી કીધી હતી. શહેવાર પડતાંજ તેણી તેણે બોલાવી મંગાવી અને પોતાનો સઘલો ભરમ તેણીને જાહેર કરી બોલી, "મારી પીઆરી મા તેં મને હરેક હગડાઇની વેલાએ તારી સહલાથી મદદ આપીછે, તેવીજ હમણા પંચાતીમાં હું આવી પડીછું અને મારૂ શરવે શુખ અને ચેન હું ભુલી ગઇછું કે મારો ખાવીંદ ખલીફ આવી પુછશે તો તેને શી રવેશે જવાબ દઇશ."

એપરથી તે બુઢી બોલી, "મારી પીઆરી બાનું અગર આ કાંમ નહીંજ કીધું હતેતો ઘણું સારૂં થાત અને આવી પંચાતીમાં આવી પડવું નહીં પડત. પણ જીઆરે હવે થયું એટલે તે વીશે વધુ બોલવામાં ફાએદો નથી. હવેતો એવો ઉપાએ શોધવો જોઇએ કે નાંમદાર ખલીફ ઠગાએ. મને એક વીચાર એ આવેછ કે તમોએ તુરત એક લાકડાંની આદમીનાં કદની પુતલી બનાવી તે એક શંદુખમાં મુકીને તે ઉપર કપડાં લપેતી સઘલી કીરીઆ કરી મેહેલનાં કોઈ ભાગમાં દફનાવીએ. પછે એક પથરનો લેખ શાથનો મીનારો ગુંબજનાં આકારમાં તે ઘોરપર બંધાવો અને કાલું કપડું ઘંકાવો, અને તેની આગલ મોમબતીની રોશની બલતી રખાવો. વલી હું કેહવાને ભુલી ગઇ કે તમોએ પોતે શોકમાં બેશવું જોઇએ તેમજ તમારી અને ફેતનાંની સરવે બાંદીઓને તેમ કરવાને હોકમ કરવો. જીઆરે ખલીફ આવીને તમો સરવેને શોકમાં જોશે એટલે તે તમોને તેનું કારણ પુછશે. તમો કેજો કે તેની આબરૂને લાએક થાએ તેવી રીતે સરવે કીરીઆ અને ખરચ કરી ફેતનાં જે એકાએક મરણ પાંમી તેને દફનાવી હતી. એમ કેહવાથી તે તમોપર હદથી જેઆદા પીઆર વધારશે. વલી તમે તેણીની એક શુંદર ઘોર બંધાવી, જે શાબેતીથી તમારી સઘલી વારતા તેનાં ધીઆંનમાં ઉતરશે. તે એ ફેતનાપર પુશકલ પીઆર ધરાવેછે તેથી તે જરૂર તેણીની ઘોરપર જઈ આંશુ વરશાવવા વીનાં રેહેશે નહીં. વલી કદાચ તમારા કેવાપર ભરૂશો નહીં લાવી એ સઘલુ ફકત અદેખાઇ ખાતર તમોએ તેને મેહેલમાંથી કાહાડી મુકી હશે, અને એ સઘલી કીરીઆ કાંઈજ નહીં પણ ફકત એક ઢોંગ અને તેને સમજાવાનું બાંનું હશે, એમ શમજી ઘોર પાછી ઉખેડાવી તેણીની લાશ જોવા માંગશે, અને જીઆરે તેની નજરે એક ઓરતનું કાલબુદ પડશે એટલેજ તેની ખાત્રી થશે અને તેથી તે તમોપર ઘણી મમતા રાખી તમારી વખાંણ કરશે. હવે એ ઓરતની મુરતી હું પોતે શોહ-

રનાં એક મીશતરી પાશ કોતરાવી તૈયાર કરાઉછ, કે તેને કશી રીતનો શક ન જાએ કે એ શું કારણશર બનાવામાં આવેછે. પણ એટલાં તમો ફેતનાંની બાંદીઓને બોલાવી મંગાવો અને જેઓએ ગઇ રાતે તેણીને શરબત પાયું હતું તે સઘલીઓને જણાવો કે તે લોક પોત પોતામાં વાત કરે કે તેમની બાઇ એકાએક મુવેલી માલમ પડી. તેઓને ગમથી પોશાક ચાક કરવા કહો તથા ઓરડામાં જવા વગર બાહારજ ઉભી રહી રડવા કુતવા ફરમાવો. તેમને જણાવો કે તેણીને દફનાવાને જનાંનખાંણાંનાં વડાને તમે હોકમ આપેઓછે." એ સઘલું સાંભરી જોબોદીએ બુધીઆ પર ઘણી ખુરબાંન થઇ ગઈ અને પોતાની જહવેરની પેટીમાંથી એક શુંદર કીમતી વીટી કાહાડી તેણીને આંગલે પેહેડાવી, ઘણીજ ખુશાલી સાથ બોલી, "મારી નેક મા, તારો હું કેવી તહરેથી ઉપકાર માંનું. આવી તાલ મને કદીબી જડપતે નહીં, અને એથી જરૂર મને ફતેહ મલશે તેમાં કાંઈ શક નથી. હવે મારાં દીલને જરા ધીરજ આવી, અને મારૂં ગુચવાએલું મગજ શાંત થયુંછ. પેલી લાકડાંની સુરતીનું કાંમ તને શોફી અને બાકીની તજવીજ હું કરૂંછ."

જોબીદીની મરજી મુજબ, લાકડાંનું બદન ઉતાવલથી તૈયાર કરવામાં આવીઊં અને તે ફેતનાંના ઓરડામાં એ બુધીએ લઈ જઇને કફન પેહેડાવી એક મુવેલાં આદમી જેવું દીશતું કીધું અને પછે તેને એક શંદુખમાં શુવાડીઊં. તેને ત્યાંથી ઊંચકી લઇ જઇ, મશરૂરે, જે પણ તદન ઠગાયો હતો, ઘટતી કીરીઆ શાથ જોબીડીએ બતાવી તે જગામાં દાટીઊં. તેમજ એ ઓરતની માનીતી બાંદીઓ બીજી પેલી શીખવી મુકેલી ઓરતોને જોઇ જાર જાર રડવા કુટવા લાગી. જોબીદીએ તુરત કરીઆને બોલાવી તેનીની લાશની જગાપર એક શુંદર ઘોર બાંધી દેવાનો હોકમ કીધો જે તેઓએ તુરત પુરી કરો દીધી. એ પછે તેણીએ પોતેબી શોક અખતીઆર કરી શીહા લેબાશ પેહેડયા જેથી આખાં શેહરમાં એ ખલીફની માનીતીનાં મોહતની ખબર ફેલાઇ ગઈ.

એ વાત ગેનમનાં કાંનપર આવી પણ તે ઘણી અશુરે હતી, કારણ કે આપણે આગલ જોયું તેમ એ કવચીતજ એ ઓરત આગલથી ખીશી બાહાર જતો હતો. પણ જીઆરે એ વાત તેને સાંભલી ત્યારે તે તેણી આગલ બોલ્યો, "બાંનું આખું બગદાદ સેહર તમો વીશે એમજ માંનેછ કે તમો ગુજરી ગયાંછો તેમજ મારી ખાતરીછે કે જોબીદીબી પણ ધારતી હશે; પણ ખોદાતાલાની મેરબાંનીથી હું ઘોવાંઇ પુરવાને શકતીવાંન થયોછું કે તમો તદન બચી ગયાંછો. પરવરદગાર એવું કરે કે આ ખોટી ગપનો લાભ આપી આપણને એ જગાથી દુરદરાજ શેહરમાં લઇ જઈ મુકે કે જયાં તમો મારાં જીગરનાં માલીક થઈ તે ઉપર અમલ ચલાવો! પણ એ ભાયગ કોણના લાવે? દુનીઆમાં શરવે થી મોટા સાહાઝાડાને શુખી કરવાને શારૂં પરવરદગારે તમોને પેદા કીધાંછે અને તે શુખ જોવાને હારૂન અલ રશીદ શીવાએ બીજો કોણ સાહાઝાડોછે? તેજ તમારે લાએકનોછે. અગર તમો એમબી ચાહો કે તેની પ્રીતને ત્યાગ કરી મને શુખી કરો પણ શું મારાથી તેમ કબુલ વતીક થઇ શકાએ? ના કદી નહીં, કારણ શું એ વાત ખરી નથી કે "જે ચીજ ઘણી સારૂછે તેની બંદાને મનઇછે."

એ ખુબશુરત ઓરતને જોકે એનાં એમ બોલવાથી ઘણું લાગી આવીઊં તોપણ તેનો પાધરો જવાબદેવાને અખાડા કરી તે બોલી, "સાહેબ હાલ

આપણ ઝોબીદીની થતી ફતેહનો અટકાવ કરી શકશું નહીં. પોતાના ગુનાહ શાંતવાને સારૂં તેણે આવા ઉપાયો કીધા હોએ તેમાં નવાઇ નથી. તેણીને હમણા તો જેમ ધીઆનાં માં આવે તેમ ચાલવા દેઓ કારણ કે મારી પકી ખાતરીછે એ તેણીનો થોડોવારની ફતેહ જરૂર તેણીને દલગીરીનાં ગારમાં ડુબાડશે. ખલીફ થોડા વખતમાં શેહરમાં પાછો આવશે અને આપણે છુપેથી તેને સઘલી વાતથી વાકેફ કરશું. હાલ તો આપણે ઘણી સાવચેતીથી સંભાલી ચાલવું જોઇએ અને તેણીને જાંણવા દેવું નહીં જોઇએ કે હું જીવતીછું. જેમ થવાથી કેવા માંઠાં પરીણાંમો નીપજશે તે વીશે મે તમોને જણાવીઊછે."

ત્રણ માશ ગુજરી જવા પછે ખલીફ ફતેહની કીરતી શાથ સેહરમાં પાછો દાખલ થયો. તેણે પોતાનાં દુશમનોનો પરાજય કીધો હતો તે ફેતનાંને મલી કેહવા મેહલમાં ધસી અને પોતાની ફતેહની કીરતી તેણીને જણાવાને ચાહયું. પણ તેને તુરત માલમ પડયું કે સઘલાંઓ ગમીનાં લેબાશમાં હતાં અને કોઈ માંઠો બનાવ બનેલો હતો. જીઆરે ઝોબીદીનબી એવાજ પોશાકમાં અને ગમગીન દીલે તેને મલવા આવતી જોઈ તેવાંજ પોશાકમાં તેણીની બાંદીઓનબી દેખી તેની આતુરતામાં વધારો થયો. તેણે તુરત તેણીને એ સઘલાંનું કારણ પુછયું. તેણીએ જવાબ દીધો, "ખરાં ધરમીઓનાં શરદાર તમો નામવરની બાંદી ફેતનાંને સારૂં હમોએ આજ શોક અખતીઆર કીધોછે. તે બચારી એકાએક એટલા થોડા વખતમાં મરણ પાંમી કે હમો તેનો કશો ઉપાય કરી શકયાં નહીં." તેણી આગલ વધું બોલે તે આગમચ ખલીફ એટલો તો ગમખાર થઈ ગયો કે એક અફસોસનો અવાજ કાહાડી બેભાંન થઈ ગયો. તુરત પાછો શુધીમાં આવી તેને પુછયું કે તેની વાહાલી ફેતનાંને કહી જગાપર દફનાવી હતી. એ મકારે ઓરત બોલી, "સાહેબ તેણીને અવલમંજલ પુંગાડવાની સરવે કીરીઆ મારી નજર આગલ મે ફરાવીછે તથા તેણીને લાએક થાએ એવી ઉમદા ઘોર બનાવા પાછલ મેં કશી રીતની વાંન કીધી નથી. તેનીની લાશની જગાપર તમાંમ શીધી મરમરનાં પથરની એક શુંદર ઘોર બનાવીછે અને તમો જો નાંમદાર ચાહો તો તે બતાવાને હું પોતેબી તમારી શાથ ત્યાં આવીશ."

ખલીફ તેણીને શાથે લેવાની કશી જરૂર જોઇ નહીં તેથી મરશરને લઇને પોતે ત્યાં ગયો. પોતાનાં લશકરી લેબાશમાંજ તે ત્યાં ગયો હતો. ઘોરનો ઠાઠ માથ અને ભપકો જોઇ તેતો છકજ થઈ ગયો અને વીચાર કરવા લાગો કે ઝોબીદીએ પોતાની એક દુશમન જેવી ઓરત સારૂં આટલી બધી મેહનત અને કાલજી કાંએ લીધી. અલબતાં આ તેણીનાં કાંમથી તેને ઘણી અજાએબી લાગી. તે પોતે જાતે અદેખો હતો તેથી ઝોબીદીનાં તરફ તેને શક પેદા થયો અને દીલમાં વીચારીઉ કે તેની ફેતનાં ખચીત કેહે જીવતી હશે. પોતે લાંમબો વખત બાહર રહયો તેનો લાભ લઇ ઝોબીદીએ તેણીને મેહલમાંથી બાહર કાહાડી મુકી આ તાલ રચી નહીં કાંએ હોય? અને તેને એવી જગાએ દુરદરાજ મોકલી દીધી હોએ કે કબુ તેણીનો પટો તેને મલેજ નહીં. એવો એવો શક તેનાં દીલમાં ઉપજવા લાગો. પણ ઝોબીદીએ તેણીનો પ્રાંણ લીધો હસે એવો તેને ખીઆલ કદી નહીં આવીઓ.

પોતાનો શક દુર કરવાની મતલબથી તેણે હોકમ કીધો કે તે ઘોર ખોલી કરે અને પોતાનાં શનમુખ પોતાની માનીતીનું કાલબુદ જાહેર લાવે. પણ જીઆરે પેલાં લાકડાંની મુરતી ઉપર શફેદ

કફનું વીતાએલું તેણે જોવાની તેની ખાહેશ વધી નહીં, કારણ કે એ ધરમચુશત ખલીફે વીચારીઉ કે મુવેલાનાં કાલબુદને ઉગાડું કરવું એ અપવીત્ર કાંમ હતું. એજ ધાસતીથી તેને તે કાલબુદની વધારે તપાસ ચલાવવાને હીમત કરી નહીં. ફેતનાનાં મોહત વીશે એથી તેને લગારખી શક રહયો નહીં. તેણે તે શંદુખપાછી બંધ કરાવી, ઘોર પુરાવી દીધી.

પોતાની માનીતીની ઘોર આગલ સેવતનું માંન જાહેર કરવાની મતલબ હોવાથી ખલીફે સેહરનાં તમાંમ કાજી મુલાં અને ધરમોપદશકોને બોલાવાનો હોકમ કીધો તથા તમામ દરબારીઓને હાજર થવા ફરમાવ્યું. તેઓ સઘલાં મેહલમાં જમાવ થતા તે વખત પોતે ઘોર આગલ રહી દલગીરી અને શોકનાં આંશું નાંખતો હતો. સઘલાઓ આવીઆ ત્યારે ઘોરની બરાબર સાંમે તે ઉભો અને



મોટે અવાજે બંદગી કરવા માંડી. (સફે ૭૪૧.)

તેની આશપાસ બીજાઓ ઉભા રહી બધા મોટે અવાજે બંદગી કરવા લાગા. બંદગી ખલાશ થવા પછે કુરાંન ભાણનારા ધરમોપદેશકોએ કુરાંણમાંથી ઘણીક બંદગીઓ વાંચી શંભલાવી.

એ મુજબ એક માશ શુધી શહવાર શાંહાંજ બંદગી ચાલુ રહી જે સઘલી વખતે ખલીફ ત્યાં પોતે હાજર રેહતો હતો અને વડો વજીર અને બીજા દરબારીઓ ખલીફની માફક શોકનાં પોશાકમાં ત્યાં શેહજદો કરવાને આવતા હતા. ખલીફને આ મોહતથી એટલુ લાગું હતું કે દર વેલા પોતાની પીઆરીની જુદાઇ સારૂં તેની આંખમાંથી આંજુની રેલ વેહેતી હતી, તેમજ તે બીજાં કાંમકાજ ઉપર ધીઆંન આપી શકતો હતો નહીં.

મહીનાંની આખેરીનાં છેલા દીવશે શહવારથી બીજા રોજનો શહવાર શુધી ઉપર મુજબની કીરીઆ જારી રહી હતી. ખલીફ તે દીને આખા

દીવશની ઠાકથી આજેજ થઇ ગયા હતો તેથી તેણે ચાહાયું કે પોતાનાં ઓરડામાં જઇ જરા આરાએશ લે. તે જઇ જરા શુતો એટલે ઊંગે તેનાપર ગલબો કીધો. એ વેલા તેનાં બીછાંનાંપર બે બાંદીઓ બેશી ભરત ભરતી હતી. તેઓમાંની એક માથાં આગલ અને બીજી પગ આગલ હતી. જીઆં શુધી તે તદન ભર હુંગમાં પડયો ત્યાં શુધી તેઓ તદન ચુપ બેઠી હતી.

જે ઓરત તેનાં માથાં આગલ બેઠી હતી અને જેનું નાંમ નુરાંને જાહાર, (બાંમદાદ), કરી હતું તેણીએ જીઆરે ખલીફને તદન હુંગમાં ગીરફતાર જોયો ત્યારે બીજી જે પગ આગલ બેઠી હતી અને જેને નાંગમાતોશસોહી, (બાંમદાદનો સેતારો), કરી બોલતાં હતાં તેણીને કહયું, "એક મોટી વાત જાહેરમાં આવીછે જે નાંમદાર ખલીફ જાંણશે ત્યારે તે હરખાઇ જસે. જે ખબર હું કેહવાનીછું તે એછે કે ફેતનાં કાંઇ ગુજરી ગઇ નથી, પણ તંદોરસતીમાં ખુશી સાથ જીંદગી ભોગવેછે."

એપરથી તેનીની શાથી બોલી, "ઓ પરવરદગાર! શું એમબી બને કે તે ખુબશુરત, શાહાંમાણી મોગતવાલી, બેમીશાલ દીદાર ધરાવનારી, આપણી ફેતનાં હજુર જીવતીછે?" એ બાંદી એટલીતો હરખમાં આવી બોલી કે તેણીથી વધારે ઘોંઘાત થઇ ગયો જેથી ખલીફ જાગી ઉઠયો, અને પુછયું કે તેઓ ગડબડ કેમ કરી તેને હુંગમાંથી બીદાર કીધો. "અફસોસ નાંમદાર સાહેબ," તેની બોલી, "ને માફ કરો મારા ગુનાંને કારણ મારી ગફલતથી તે જનમ પાંમીઓ. પણ મારાં શાંભલવામાં આવીઊં કે બાંનું ફેતનાં હજુર જીવતીછે એટલે મારાથી ખુશાલી જાહેર પાડયા વીનાં રેહવાયું નહીં." એપરથી ખલીફ બોલ્યો, "તે મરણ નથી પાંમીતો તેનું શું થયુંછે?" એનાં જવાબમાં બાંમદાદ બોલી, "નાંમવર ખાવીંદ આજ શાહાંને કોઇ અજાંણા શખશે મને એક ચીઠી પુગાડી, જે ચીઠી ફેતનાંનાં પોતાનાં હાથની લખેલીછે. એમાં તેણીપર વીતેલાં ગજબનું તેણીએ વરણન કીધુંછે અને એ બીનાંથી તમો નાંમદારને વાકેફ કરવાને મને હોકમ કીધોછે. તમો નાંમદારને એકદમ જણાવા કરતાં તમો જરા આશાએશ લેઇ ઉઠયા પછે તે તમોને જણાવાને મે દરૂશત વીચારીઊં અને—" પણ ખલીફ વધુ શાંભલવાને થોભી શકયો નહીં તેથી બોલીઓ, "લાવ તે ચીઠી કયાંછે, મને તુરત તેં નહીં જણાવીઊં એ ઘણી ભારી ભુલ કીધીછે."

બાંમદાદે તુરત તે ચીઠી લાવી તેને હાજર કીધી જે તેણે ઘણીજ અધીર બતાવી વાંચી. તે ચીઠીમાં ફેતનાંએ પોતાનાંપર જે જે ગજબ ગુજરેલો હતો તેનું વરણ કરીઊં હતું. વલી ગેનમે તેણીની કેટલી મદારત અને બરદાસત કીધી તે વીશે લગાર વધારે શાહરાગાત કરી લખ્યુ હતું. એ વાંચી ખલીફ, જે જાતે ઘણો અદેખો હતો, તે જોબીદીની આ ઘાટકી વરતણુંકની ખબર લેવાને બદલે, ઉલટો ફેતનાં ઉપર ભારે રીશ કરવા લાગો કે તેણી ગેનમની દોશતી રાખી પોતાને બેવફા થઇ હતી. કેહરમાં આવી તે બોલીઓ, "અરે શું એમછે? એ નાપાક ચંદાલ ઓરત ચાર મહીનાં શુધી એક જવાંન સોદાગર શાથ રહી? અને વલી બેહા થઈ તેની તારીફ મારી આગલ કરવાને જરાબી લજવાતી નથી? મને બગદાદ સેહરમાં આવી રેહવાને ત્રીશ દીવશ ગુજરી ગયાછે અને એટલો વખત ગાલી નાંખી પોતાની ખબર મોકલવાને એણીને હમણા શુજ પડીઊં? ઓ બેવફા ચંદાલ! હું તેણીનાં શોકમાં રણમશ થાઉછું અને તે પોતે મને ઠગવાનો પેશો માંડી બેઠીછે? એ બેહયા ઓરતને શીક્ષા કરવાને અને જે જવાને મને અપમાંન આપવાની હીમત કીધીછે તેને તેનો સ્વાદ ચખાદવાને ધીલ શાની કરવી જોઇએ."

એટલું બોલી તે પોતાની દરબારમાં ગયો, જીઆં તે પોતાનાં મશલતીઆ શરદારો અને વજીરો શાથ હમેશાં કાંમકાજ કરતો હતો. દરવાજો હુંગડતા તેનાં શરવે દરબારીઓ જેઓ તેની રાહા જોતા હતા તેઓ અંદર દાખલ થયાં. વડો વજીર સરવેની આગલ આવી તેનાં તખત આગલ ઉભો તેવોજ ખલીફ એવા અવાજ અને ગોસ્સાથી બોલ્યો કે તેનો હોકમ

પાછો ફેરવવો એ ગોયા નહી બને એવું વજીરને લાગ્યું. તે બોલીઓ, "વજીર ગાયફર, તને હું એક ઘણું અગતનું કાંમ સોપુંછ તે તારે વગર વીલમ ખોવે બજાવવું જોઇશે. તારી શાથ ચુનંદા ચારસો સવારો લે અને દમાશકશ સેહરનો ગેનમ નાંમનો એક સોદાગર બચ્ચો અત્રે આવી રહેલોછે તેની ખોલ કરી ધુંડી કાહાડ. એ અબુ અયુબ નાંમનાં વેપારીનો દીકરો થાએછે. તેની જગા માલમ પડતાંજ તું ત્યાં જઇ તેનું ઘરબાર સઘલું તારાજ કરી જમીન બરાબર કર. પણ તે પેહેલાં તે ગેનમને પકડી, મારી ગોલાંમડી ફેતનાં જે આજ ચાર માશ થયાં તેની શાથ રહેલીછે, તેણી જોડે મારી આગલ લાવી હાજર કર. હું તેઓને એવી શીક્ષા કરૂં તથા તે બેશરમ આદમીની શુધ ઠેકાંણે લાઊં કે મને અપમાંન કરવામાં કેટલો જોખમછે તે તેમને માલમ પડે તથા બીજાંઓ તેથી દાખલો લે."

એ શખુનો નીકલતાંજ તે બજાવાને શરોચશમથી કબુલ કરી વજીર ત્યાંથી ચાલતો થયો. જતાંને વાર જે મુખીઅ દલાલ હતો તેને વજીરે તેડાવી મંગાવીઓ. તે રેશમી કાપડ વગેરેની દલાલી કરતો હતો. તેનથી તેને ખબર માંગી કે ગેનમ કહયા મોહોલામાં અને કહી જગા તરફ રેહતો હતો. તેણે તુરત જવાબ દીધો કે ઘણો કવખત થયો તે તેને જણાતો હતો નહીં તેથી તે તેને જતો રહેલો ધારતો હતો. પોતાનાં ઘરમાં ભરાઇ રેહવામાં તેને કસી હાશલ હતી નહીં, એમ કહી તેણે તેની રેહવાની જગાની ઇંધાની બતાવી.

પછે વજીર લાગલો સેહરનાં કોટવાલ કણે ગયો અને પોતાની શાથ શાક્ષી દાખલ તેને રાખી તથા ઘોડ ફેડા, શુથારો અને મજુરો એકઠા કરી જોઇતાં હથીઆરો શાથ તે ગેનમના ઘર તરફ ચાલીઓ, અને ઘરની આશપાસ પોતાનાં શીપાઇઓનો પોહોરો રાખીઓ કે ગેનમ ત્યાંથી છટકી નહીં જાએ.

ફેતનાં અને ગેનમ તુરતનાંજ જમી રહેલાં હતાં, અને તે ઓરત મોહોલાની બારી આગલ બેશી બાહારનો વહીવત જોતી હતી. તેણીને કાંને ગડબડ પડવાથી દાકાવી જોતાં માલમ પડીઊં કે વડો વજીર લશકર શાથ ત્યાં આવેલો હતો. તે દીલથી ચેતી ગઇ કે તેનું ત્યાં આવવાનું કારણ પોતે અને ગેનમ હતાં. તેનીને ખબર હતી કે તેણીની ચીઠી ખલીફને મલી હશે પણ એવી વકી તેણીએ રાખી હતીજ નહીં કે આવી રીતથી તે તેણી શાથ વરતશે. તેણીએ ઉમેદ રાખી હતી કે તેણીની કાંહાંણી સાંભલી તે ઇનશાફ આપશે. વલી તેણીને ખબર હતી નહીં કે ખલીફ લડાઇથી ફારેગ થઇ બગદાદ સેહરમાં કેઆરે આવીઓ હતો. અલબતાં તેણી તેને ઓલખતી હતી કે તે કેવા અદેખા સ્વભાવનો આદમી હતો પણ પોતાની બાબદમાં તે એવો ઘેલો થશે એવી તેણીએ જરાબી વકી રાખી હતી નહીં. વજીર અને તેનો શાથ આવતાં આદમીઓને જોઇ દીલથી તે ધ્રુજવા લાગી. તેણીએ પોતાની કાંઇ દરકાર કીધી નહીં પણ ગેનમ શારૂં તે અતીઘણી ફીકરમંદ રહીં. તેણીની ખાત્રી હતી કે જો ખલીફ તેણીને બોલવા દેશેતો બચીત સઘલો તેનો કેહેર ઉડી જશે. પણ ગેનમની જવાની અને ખુબસુરતી જોઇ એ અદેખો ખલીફ તેને બેહદ નુકશાંન કરી દેશે એવી તેને ફીકર હતી. એ વીચારો ધીઆંનમાં લઇ તેણી ગેનમને કેહવા લાગી, "અફસોસ! ગેનમ આપણનું સત્યાનાસ વલી ગયુંછે. મને અને તને એ લોક પકડવા આવેલાછે." ગેનમે તુરત બારી વાટે જોઇઊ તો તેની પણ છાતી દંગ થઇ ગઈ, કારણ નાંગી તલવાર શાથ ખુદ હજુરનાં શીપાઇઓ ઉભા હતા તથા વડો વજીર કોટવાલ શાથ તેમને હોકમ કરતો ઉભો હતો. એ દેખાવ જોતાંજ તેની હીલચાલ કરવાની ગટી બંધ થઇ ગઇ અને તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહીં. પણ ફેતનાં બોલી, "ગેનમ હવે એક પલખી ખોવી નહીં જોઇએ. જો તું મને ચાહતો હોએતો તુરત તારા ગોલાંમનો લેબાસ પેહેડી લે અને મેશ લગાડી તારો ચેહેરો અને હાથ પગ કાલા કરી આએ પકવાંનની રકાબીઓ તારા માથાપર મેલી

ચાલતો થા. તેઓ તને એ હાલતે જોઇ બાવરચીખાંણામાં-નો આદમી શમજી જવા દેસે. તેઓ તને જો ઘર ધણી વીસે પુછેતો લાગલો વગર અચકાવે જવાબ દેજે કે તે અંદર બેઠેલોછે." ગેનમ બોલીઓ "અફસોસ બાંનું તમો મારી આટલી ખત્રી શંભાલ લેઓછો પણ તમો તમારૂં પોતાનું શું થશે તેનો વીચાર કરતતાં નથી." ફુતના તેની ખાત્રી કરી બોલી, "એ વીશે તું તદન બેફીકર રેહે, તે શું કરવું તે હું શમજુંછું. જેબી અશકેઆમત તારી એ ઘરમાં રેહેસે તેની તપાસ હું રાખીશ. મને આશાછે કે એક દીવશે ખલીફનો ગોસ્સો શાંત થસે ત્યારે એ સઘલું તારૂં તને પાછું હવાલે કરાવીશ. પણ હમણાં તો તેનાં ગુશા તલે આવતાં તું છટકી જા, કારણ તે જીઆરે ગુશામાં આવી હોકમ આપેછ ત્યારે તેનું પરીણાંમ ઘણું કડડું નીકલેછે." બચારો ગેનમ એટલો ઘભરાઇ ગયો હતો કે જો ફુતનાંએ તેને સમજાવી તથા આહોકી કરી વેસ બદલાવીઓ ન હોતતો બચીત તે ખલીફનાં આદમીઓ હાથ શપડાઇ જાત. તેણીનાં કેહવા મુજબ તેણે કીધું. તેણે એક ગોલાંમનો વેશ પેહડી લેઈ મોહોડાંપર કાલી મેશ ચોપડી. એ વેળા વજીર દરવાજો ઠોકી તે ઊંગાડવાનો હોકમ કરતો હતો. તેઓ એક બીજાને વલગી ભેટી અને છુટા પડેયાં. ગેનમ માથાપર પકવાંનની વાંણીઓની રકાબી લઇ બાહાર નીકલીઓ. તેને જોઇ પેલાઓ તેને એક બાવરચી શમજીઆ અને કોઇએ તેને અટકાવીઓ નહીં એટલુંજ નહીં પણ વડો વજીર જે આગલ ઉભો હતો તેણે ખીશી તેને જવાનીજગા આપી. તે નહીં જાનતો હતો કે જે આદમીન તે ખોલતો હતો તેતો તેની આગલથી ચાલી જતો હતો. એ મુજબ ગેનમ બધાંને ઠગીને ત્યાંથી ચાલતો થયો, અનેસેહરનાં દરવાજા



ગેનમ માથાંપર પકવાંનની વાંણીઓની રકાબી લઇ બાહાર નીકલીઓ. (સફે ૭૪૪.)

તરફ જડપથી જઇ ત્યાંથી બાહાર નીકલી પડયો કે તે સેહરની શતાનો કાબુ તેનાંપર કસો લાગું પડે નહીં.

ગેનમ એ મુજબ પોતાનો રશતો લેઇ બાહાર પડયો એટલે ગાયફર વજીર કૈતનાંનાં ઓરડામાં દાખલ થયો. કૈતનાં એક સુંદર કોચપર બેઠી હતી તથા તેણીની નજદીક સોદાગરીનો અશબાબ જે ગેનમની મતા હતી તે શંદુકોમા બંધ પડેલો હતો તથા પઇશાની તીજોરી બંધ કરી એક બાજુએ મુકેલી હતી.

જેવી વજીરપર તેણીની નજર પડી કે તેની પગે પડી અને પોતાનું શીર ગોયા તનથી જુદું થવા દેવાને રાખીઊં હોએ તેમ ધરી બોલી, "શાહેબ, નાંમદાર બુલંદ દરજેનાં ખલીફે મારાપર જે શીક્ષા ફરમાવીછે તે ખમવાને હું બાંદી તૈયારછું. ફકત તમોને તે શીક્ષા બોલવાની રાહા જોઊંછું." પણ ગાયફર તુરત પોતે પગપર પડયો અને બોલીઓ, "બાંનુ, કોઇબી આદમી પોતાનો પાપી હાથ તમોપર નાખે તેનો પરવરદેગાર અટકાવ કરજો! મને હોકમ મલીઓછે તે ફકત એટલોજછે કે તમોએ મારી જોડે મેહરબાંણી કરી મેહલમાં આવવું. એ શીવાએ તમોને કોઇબી પરકારે ઇજા કરવાને મને કહ્યું નથી. માત્ર તમારી શાથ જે સોદાગર બચ્યો રહેછે તેને સાથે લઇ જવાનો મને હોકમછે." તેણીએ કહ્યું, "શાહેબ ચાલો આપણ સેતાબ જઇએ હું આવવાને તૈયારછું પણ તે સોદાગર વીશે મારે જણાવવું જોઇએ કે એક માશ થયો અતરેથી નીકલી દમાશકશ સેહર પોતાનાં ધંધાશર તે ગયોછે. એ જવાન મરદે મારી જીંદગી બચાવીછે તથા હમણા તુલીક જે જીંદગી હું ભોગવુંછ તે માટે તેને આભારી થઇછું. તે જતી વેલા સઘલો તેનોમાલ મતા મને સોંફી ગયોછે અને જે તે બાલવીને પાછો ફરે ત્યારે તેને શવાધીન કરવાને વચન આપીઊછે માટે તમોને અરજ કરી કહુંછ કે એ સઘલો માલ મેહલમાં તમારે લઇ જવો અને તેની શંભાલ લેવી.

ગાયફરે જવાબ દીધો, "બાંનુ, તમારૂં ફરમાંન મારી શરે ચશમથી બજાવીશ." પછે તેણે પોતાની સાથ આવેલા આદમીઓને હોકમ કીધો કે તેઓએ તે સઘલો માલ ઉઠાવી જનાંનાંનાં રખેવાલ મસરૂરને સોપવો.

મજુરોનાં જવા બાદ વજીરે કોતવાલને કાંને લાગી કહ્યું કે તેણે ખલીફનાં હોકમ મુજબ તે ઘર તારાજ કરવું તથા કૈતનાંનાં બોલવાપર ભરસો ન લાવી ગેનમ કેઠે છુપાઇ રહયો હશે તેની ખોલ કરવી, પછી તે એ ઓરતને અને તેણીની બે દાસીઓને લઇ તે બાહાર નીકલીઓ. ગેનમનાં બીજા ચાકર નફરોની કશી કોઇએ ખબર લીધો નહીં તેથી તેઓ કોઇ તહરાંની પંચાતીમાં આવવા પાંમીઆં નહીં. તેઓ લોકોનું તોલું જે ભેગું મલેલું હતું તેમાં ભેલાઈ ગયા અને કોઇને ખબર નહીં પડી કે તેમનું શું થયું.

ગાયાફરનાં બાહાર પડયા પછે મજુરો અને ઘાંડફાડાઓ પોતાને કામે વલગી ગયા અને થોડા કલાકમાં તે ઘરનો એક કાંકરોબી શલાંમત રેહેવા દીધો નહીં. કોતવાલને ગેનમ પાયો નહીં તેથી તેણે વજીરની પુઠે આદમી દોડાવી તેને રસતામાં તે વીશેની ખબર આપી. ખલીફનાં ઓરડામાં વજીર દાખલ થયો કે તેને જોઇ ખલીફ હરૂન અલ રશીદ બોલીઓ, "કેમ તમે મારૂં કહેલું પુરેપુરૂ બજાવીઉ?" તુરત તેણે જવાબ દીધો, "મુરબી, તમારા હોકમને તાબે થઇ સઘલું કરયુંછે. ગેનમ જે ઘરમાં રેહેતો હતો તેને તોડી તારાજ કરી દીધુંછે અને તમો નાંમદારની બાંદી કૈતનાં જે દરવાજા આગલ ખરી

રહીછે તેણીને અતરે લઇ આવીઓછું અને તમારો હોકમ હોએતો તેનીને અતરે તમારી હજુર હાજર કરૂં. લેકીન પેલો સોદાગર ઘણીખી જોશતેએ કરવા છતાં કેઠે પાતો નથી, પણ ફેતનાં પોતે કબુલ કરેછ કે એક મહીનો થયો ને દમાશકસ સેહર તરફ કાંમકાજનાં સબબે ગયોછે."

ખલીફનાં કાંનપર ગેનમને છટકી જવાની વાત આવી કે તે ગુશામાં આવી ગયો કે જેવા ગુશામાં કોઇજ આદમી આવીઉ હશે. પોતાની માનીતી વીશે તેને એવોજ વીચાર હતો કે તે બેવફા થઈ હતી તેથી તેણીને પોતા આગલ બોલાવી પણ નહીં અને તેણીનું શાંભલવા વીનાં તથા તેણીને જોવા વીનાં મશરૂરને બોલાવી કહયું, "મશરૂર, એ પાપી બેવફા ફેતનાંને લઈ જા અને શીહા કીલલામાં કેદ કર." એ કીલલો અથવા બરાબરે બોલીઓ તો બંદીખાંણું મેહલને લગતાં એક ભાગમાં હતું અને એ જમામાં જે ઓરતો ખલીફ સામને ગુનો કરે તેમને કેદ કરવામાં આવતી હતી.

મશરૂરનું કાંમ જે પોતાનાં ધણીનાં ઘટતા કે અન ઘટતા હોકમમો બજાવાનું હતું, એટલે તે એકબી શબ્દુન બોલીઆ વનાં ત્યાંથી નમી ને બજાવાને ચાલી ગયો. પણ તેનું દીલ એ ઓરતની શરજત વીશે ઘણું બલતું હતું. એ ઘાટકી હોકમ બજાવાને ગોયા તેનું દીલ ના પાડતું હતું. તેણે ફેતનાંને તેણીની શરજત કહી જે શાંભલી તે બચારી ઘણીજ દલગીર અને નાંશીપાસ થઇ ગઇ. તેણીની તો ખાત્રી હતી કે ખલીફ તેણીનું બોલવું શાંભલયા વીનાં રેહેશે નહીં. આ કઠણું મુસીબતને તેની તાએ થઇ અને મશરૂરની પુઠે ચાલી જે તેને શીહા કીલામાં લઇ જઇ તેમાં તેનીનબંધ કરી પાછો ફરયો.

ગુશે થયલા ખલીફે પોતે એખલો રેહેવાની મતલબથી પોતાના વજીરને બાહાર કાહાડયો અને પોતાને હાથે નીચે મુજબ એક રૂકો તૈયાર કરી પોતાનાં પીત્રાઈ શીરીઆનો રાજા જે દમાશકશમાં રેહેતો હતો તથા જે એને ખંડણી આપતો હતો તેનાંપર મોકલીઓ. તે નીચે મુજબ હતો:—

ખલીફ હારૂન અલ રશીદે શીરીઆના
રાજા મહુમદ જીનીબે ઉપર
લખેલો પતર.

"આએ કાગજથી તમો જાનસો કે દમાશકશ સેહરનો એક વેપારી અબુ અયુબના છોકરા ગેનમ મારી શરવેથી શરસ ગોલાંમડી ફેતનાંને રાખવાની તજવીજ કરી અને સેહરમાંથી નાંશી ગયોછે, માટે મારી એવી મરજીછે કે જેવું આએ કાગજ તમારા હાથમાં આવે કે તુરત તમારે ગેનમને શોધી પકડવો અને તે તમારા હાથમાં શપડાએ કે તેને ભારે બેડીઓથી પહેરેજ રાખવો અને લાગત તન દીવસ શુધી તેને દરરોજ [પચાશ] જેરબંધનાં ફટકા મારી શીક્ષા કરવી, પછે તેને આખા શેહરમાં ફેરવી લોકોને બાંગે બુલંદ જાહેર કરાવવું કે જે ધણી નામદાર ખલીફને ગુશે કરવાનું કારણ આપે અને તેના સામે ધુના કરે તેને ચેટવું કે આએ સોદાગરને થઇછે તેવી સીક્ષાને તેઓ લાયક થડસે. એ પછે તેને ભારે બેડીમાં જકડી મારી કણે મોકલી દેવો. વલી મારી એવી મરજીછે કે તેનું ઘરબાર તમાંમ લુટાવી દેવું અને તારાજ કરી દેવું, અને તે ઘરનો જે કાત અને મતી રેહે તે ઉથાવી સેહરની બાહાર મેદાંનમાં ફેંકી દેવી, એટલુંજ નહીં પણ એ ધણીનાં માએબાપ, છોકરાંબચાં અને બેહેનભાઇઓ હોએ તેમને આખા સેહરમાં ઊંગાડા પાડવા અને લોકને શખત હોકમ કરવો કે તેમને ત્રણ રોજ શુધી કોઇએ આશરો આપવો નહીં. મને આશાછે કે તમો મારો એ હોકમ વગર ધીલ કરવે બજા લાવશો."

એ રૂકો પુરો કરી ખલીફે એક ખાશ કાશદ શાથે તે રવાંનાં કીધો અને તેને તાકીદ કીધીકે તેણે વીજલીની ઝડપથી એ પેગાંમ પુગાડવો તથા એનું પરીણાંમ શું નીપજેછે તેની ખબર તેણે કાસદી ખબુતરોથી પુગાડવી.

હવે બગદાદ સેહરનાં ખબુતરોની એક ખુબી એ કેહેછકે તમે તેને ગમે એવા દુર દરાજ અને તેમને કદી નજરે નહીં પડેલા મુલકમાં લઇ જઇ છોડી દેઓ તો તેઓ લાગલા બગદાદ સેહરમાં તુરત પાછાં ફરશે. તેજ કારણથી જો પેગાંમ ઝડપમાં મોકલવો પડેતો તે કાગજપર લખી તેમની પાંખ સાથ બાંધવામાં આવતો જે શાથ તેઓ ઉડી ઠેરવેલી જગાએ પાછાં આવી પુગતાં. ખલીફનો કાસદ રાત ને દીશસ ખાધાને થકી અથવા વીશામાં થકી જરા કેઠ ઠાબીઆ વના જેમ ઝડપથી બનયું તેમ આગવ વધીઓ. તે જીઆરે દમાશકસ સેહર પુગયો કે તેણે તુરત જીનીબીનાં મેહલ તરફ રાહા ધરી. એ વેળા જીનેબી તખતપર બેઠો હતો તેને પેલો રૂકો તેણે આપીઓ. તેનાંપરની મોહુર જોતાંજ એ રાજા તુરત ઉઠી ઉભો થયો અને તે કાગજ આંખમાં દાબી તેને ચુમી લેવા લાગો અને એટલાં આદરમાંનથી વરતવા લાગો કે ગોયા તે મયેનો હોકમ જાંણવાને અધીરો હતો. કાગજ ફાડીને વાંચયા પછે એક શખુનબી બોલીઆ વગર પોતાનો ઘોડો મંગાવી તેપર તે શવાર થયો અને પોતાનાં દરબારી અને નફરોને શાથે લઇ તથા કોતવાલને બોલાવી મંગાવી બાહાર નીકલો ગેનમનાં ઘેર તરફ રસતો લીધો.

હવે જે દીવસથી ગેનમની માતાએ પોતાનાં વાહાલ બેતાથી વીયોગ લીધો હતો તે દીવશથી તેણીને એ બેતાએ એક પત્રબી લખીઓ હતો નહીં. પણ તેની શાથ ગએલા બીજા સોદાગરો પાછા ફરતા હતા તેઓએ તે સારી પેઠ હતો એવી તેણીને વારમવાર ખુશ ખબર કહી હતી. પણ એ ખબરબી તેણીને મલવી બંધ પડી ત્યારે તે બચારીને એજ વીચાર આવીઓ કે તેણીનો બેતો મોહતનાં પંજામાં સપડાઇ ગયો હશે અને તેથી તેણીએ તેનાં દીદાર જોવાને તદન આશા છોડી સોકનો લેબાસ લીધો હતો. જાંણે તેણીએ તેને પોતાની નજરે મરતાં દીઠો હોએ તેમ તે વીલાપ અને સંતાપ અખતીઆર કરી બેઠી, તથા શદા ગમ એવો બતાવતી કે થોડીજ માતાઓ પોતાનાં ફરજંદની ખોહારીને વખતે બતાવતી હોએ. સઘલું શુખ અને શાંતી ભુલી જઇ ગોયા ગમની સોકીન થઇ હોએ તેવી હાલત તેણીએ પોતાની કરી મેલી હતી. પોતાનાં ઘરનાં ચોકમાં તેણીએ એક શથંભ ઉભો કરાવીઓ અને તેને તલીએ ઘોર બનાવી પોતાનાં બેતાનાં જેવો એક આકાર બનાવી તેમાં દાતીઓ તથા તેનાંપર કાલું કફન હોધાડી તે ઘોર આગલ દીવશ અને રાતનો મોટો ભાગ ગુજારવા લાગી. તેને ત્યાં ખરેખરો દાતીઓ હોએ તેમ તે તેની ત્યાં પરશતેશ કરતી હતી. એજ મુજબ એ ઓરતની બેતી અને ગેનમની બેહન પણ વેરાગ લઇ બેઠી હતી.

ઘણાક દીવસનાં તેઓ એ મુજબ શોક પાલતાં હતાં તેવામાં મહમદ જીનીબીએ તેણીનું બારણું ઠોકયું જે એક ગુલાંમે તુરત ઊંગાડીઊ. ઘરમાં દાખલ થઇ તેણે પેહેલાં ગેનમ જે અબુ અયુબનો બેટો થતો હતો તે કયાં હતો તે પુછયુ.

પેલા ગોલાંમે કદી મહમદ જીનીબોને નજરથી દીઠો હતો નહીં તેથી તેને તે ઓલખી શકયો નહીં. પણ તેનાં પોશાક અને ધપછપપરથી તેને કોઇ મોટો દરબારી શમજી બોલ્યો, "સાહેબ, ગેનમ શારૂં તમો પુછોછો તેતો આજ કેટઘોક વખત થયો મરી ગયોછે. તેની મા જે મારી બાઇ થાએછે તે તેનાં સોકમાં પોતાનો વખત પેલી

તેની ઘોર આગલ ગુજારેછે અને ઝારી અને રડાપીત ચલાવેછે." પણ રાજાએ ગોલાંમનાં બોલવાપર ભરૂશો નહીં લાવી પોતાનાં માંણસો સાથ તેનાં ઘરનાં દરેક ખુણે ખ'તોલે તેને બોલાવીઓ. પણ કાંઈ વલીઊં નહીં ત્યારે તે પેલી ઘોર આગલ ગયો જીઆં તેની મા અને બેહેન બને જણા ભોયપર બીછાવેલી એક સાદરીપર બેઠાં હતાં અને તેમની આંખમાંથી તેના મરણથી થએલી નહીં ખમાતો જુદાઇનાં આંજુની ધાર ભરાઇ બાહાર છલકાઇ પડતી હતી. પારકા આદમીઓને જોતાંજ તે બચારીઓએ તુરત મોહોપર બુરખો નાખી દીધો. પેલી બુઢ્ઢી રાજાને ઓલખી તુરત પોતાની જગાપરથી ઉઠી તેને પગે પડી. તેને ઉઠાડી તે બોલી, "નેક ઓરત હું તારા બેટા ગેનમને બોલું છું." તેણીએ નીશાસો મુકી જવાબ દીધો, "અફસોસ, સાહેબ! આજ કેટલોક વખત થયો તે આ જેહાંનથી અશબાબ ઉઠાવી ચાલતો થયોછે અને હમો કીજે ગમ અને સોકનો વારસો આપી ગયોછે. તેનું કાલબુદ મારા હાથે આ ઘોરમાં મુકવાને પણ ખોદાતાલાએ મને બકાત રાખી કે જેમ થવાથી મને દીલાસોખી મલતે કે મારા રોશન ચેરાગની આંધલી થએલી જોત મે મારે હાથ સાચવી તેની સેવતની જગાએ મુકીછે. ઓ બેટા! વાહાલા બેટા! મારા સપુત દીકરા—" એમ બોલતાં તે બચારીનો દીલ ભરાઇ આવીઓ અને આગલ બોલતાં અટકી પડી.

જીનીખી જાતે ગાયાલું દીલનો હતો તેથી આ દેખાવ જોઇ તેની આંખમાંથી આંજુ આવી ગયાં અને એ બચારીનાં બેહદ દુખ ઉપર દયા કરવા લાગો. તે પોતાનાં દીલથી વીચારવા લાગો, "અગર ગેનમે ગુનાં કીધાછે તો તદન બીન તકશીર તેની મા અને બેહન શું કરવા તેની શીક્ષા ખમે? અરે ઘાટકી હરૂન અલ રશીદ! આ તે કેવી તહરાંનો બોજો તુએ મારા પર લાવી મુકયો. તારા વેરનો જલાદ થવાને, નીર અપરાધીઓ ઉપર મને કાએ ચુંટી કાહાડયો! જે લોકે તારો વાંક કીધેલો નહીં તેઓને શાંને કીજે શીક્ષા જોઇએ!"

ગેનમને બોલવાને ગયા હતા, તેઓ પાછા ફરીઆ અને જણાવીઊં કે તેઓની બોલથી કાંઇ વલીઊં નહીં. એપરથી તથા એ બેઉ ઓરતોની રડાપીતથી તેનીતો પુર ખાત્રી થઇ કે ગેનમ આ દુનીઆંમાં જીવતો હતો નહીં. ખલીફનો પુરે પુરો હોકમ બજાવાને તેનું દીલ જોકે ચીરાઇ જતું હતું તોબી તે પોતે કશુ કરી શકયો નહીં તેથી, બોલીઓ, "નેક બાંનું તમો આ ઘોરની જગા છોડી દેવો કારણ કે હયાં તમારો બચાવ રહયો નથી." તેઓ બાહાર નીકલીઆં અને તેમને કોઇ અપમાંન નહીં કરે તે સારૂં પોતાનાં દીલપરથી દગલો કાહાડી તેમનાં બદનપર તેને હોધાડયો અને જણાવીઊં કે તેઓએ તેની પાસેનું પાસે રેહવું. પછે તેણે લોકને બોલાવી તેણીનું તમાંમ ઘરબાર લુટાવી દીધું અને ઓ લુટારાઓનાં પોકારથી ગેનમની મા ઘભરઇ ગઇ. ઘરમાં જેબી દોલત, પછે રોકડ, કપડાં ઘરેણાં કે બીજી શુંદર વસતું હતી તે સઘલી એક પલમા લુટાઇ ગઇ. એ સઘલી જાસતી જોઇ એ બેઉ ઓરતો બેહદ દલગીરને અચરત થઇ રહીં કારણ કે આવી ઘાટકી ચાલ ચલાવાનું કશું કારણ તેઓ જાંણતી હતી નહીં.

તમાંમ શરશાંમાંન લુટાઇ રહયો કે રાજાએ કોટવાલને હોકમ કીધો કે તે ઘર તમાંમ તારાજ કરી ભાંજી તોડી નાંખવું તથા પેલી ઘોર ખોડી નાંખવી. એ સઘલું પોતાની નજર આગલ કરાવા બાદ તે પેલી ઓરતોને પોતાનાં મેહેલ તરફ લઇ ગયો અને ખલીફનો શું હોકમ હતો તે તેણીઓને જણાવીઓ. તેમનાં આ

દુખ ઉપર ગોયા તે એક મોટો હાહામ દેવાતો હતો. તે બોલીઓ, "મને હોકમ થયોછે કે ત્રણ રોજ શુધી તમોને લોક વચ્ચે રજલતાં રખડતાં કરવાં જે મને મોટી નાચારીથી બજાવવો પડેછે." એવા સોકાતુર ચેહેરાથી બોલ્યો જેથી તેઓને જણાયું કે એમ કરવામાં તે ખરેખર નાખુશ અને દલગીર હતો તથા તેનું દીલ બલી ખાખ થતું હતું. તેમ નહીં કરે તો તેને પોતાને રાજ ગાદી છોડી દેવી પડે એવી તેને બીહીક હતી. એટલું છતાં તેણે ખલીફના એ હોકમની સખતાઇ ઘણે દરજે કમ કરી નાખી. બીજે દીને ખલીફનાં ગુશાનાં એ બે કમબખત ભોગોને ઘોડાનાં બાલનાં વનેલાં કપડાં પેહેડાવીઆં અને તેમનાં બાલ વીખરાતા કરી નાંખી તેમનાં ખભાંપર પડવા દીધા. એ બને માં છોકરીઓનાં બાલ બેશક ઘણાં શુંદર અને સોહાંમનાં હતા જે છેક જમીન તુલીક લટકતા હતા. એ હાલતમાં તેમને લોકમાં રજલતાં કીધાં, અને કોટવાલ અને બીજા આદમીઓની દેખરેખ હેઠલ તેમને સેહરમાં ફેરવીઆં. તેમની શાથ એક પોકારચીન ચાલતો હતો જે મોટે મોટે સાદે બોલતો, "નાંમદાર મોટા ધરમી ખલીફનો કોફ જે લોકો પોતાપર ખેંચી લેછે તેમને એવી શીક્ષા થાએછે."

એ મુજબ તેઓ દમાશકશનાં મોહોલામાં ફરતાં હતાં ત્યારે લોકને જોઇ તથા તેમનાં પર પડતાં આ સેતમથી ઘભરાઇ પોતાની શરમ છુપાવા કીજે તેઓ પોતાના બાલ વચ્ચે મોહોડું ઘાંકી એક બીજાપર પડી ચાલતાં હતાં જે જોઇ લોકો જાર જાર રડતાં હતાં. અગત કરી એમાં ઓરત લોક પુશકલ રડતી હતી, કારણ કે એ કમબખનો ઓરત હતી અને વલી તેમનો કશો વાંક હતો નહીં. છોકરીની ખુબસુરતી અને જવાંની જોઇ લોક તરાહે તરાહેના પોકારો મારતાં હતા અને આખા મોહોલા રડાપીત, અને અફસોસના અવાજથી હલમલી રેહતા હતા. છોકરાંઓએ વતીક દલગીરીમાં ભાગ લીધો હતો. તુકમાં બોલીએતો કોઇ દુશમન ચહડી આવી આખા દમાશકશને આગ અને તરવારથી તારાજ કરતે તોબી એવો સોહોર દલગીરી અને નાખુશી ત્યાં જાહેર થાત નહીં.

રાત પડવા આવી ત્યાં શુધી એ દેખાવ ચાલું રહયો, પછે એ બેઉ મા દીકરીઓને પાહાદશાના મેહેલમાં લઇ જવામાં આવી. બચારીઓ કોઇ દીવસે પગે ચાલેલી નહીં તેથી આખા દીવશની ઊંગાડે પગની રખડથી તેઓ એટલી તો ઠાકી ગઇ હતી કે મેહેલમાં પગ મુકતાંજ તેઓ બેશુધ થઇ પડીઓ. દમાશકસની રાંણી આ તેમની હાલત જોઇ દીલથી ઘણીજ બલી, અને ખલીફની મનાઇ છતાં પોતાની બાંદીઓને તેમની કણે મોકલી તેમની માવજત કરવાને હોકમ કીધો તથા તેઓને હુસીઆરી આવે તેવો ખોરાક અને દારૂ વગેરે આપવા જણાવીઊં. પણ એ બાંદીઓ તેમની આગલ જઇ જુવેછ તો તે બચારીઓ તદન બેશુધ પડેલી હતી. ઘણાક ઉપાયો કરી તેમને શુધીમાં લાવવાને તેઓએ જે તજવીજ કીધી તે સઘલી ગોયા વેરથ જતી હોએ તેમ જણાઇ. તોબી મેહનત અને ચાપતાઉપાયો લેવાથી તેઓ પાછી હુશીઆરીમાં આવવા લાગી અને શુધીમાં પુરતી રીતે આવી ત્યારે ગેનમની માતાએ તેમની મેહરબાંની અને માવજત સારૂં તેમનો બેહદ ઉપકાર માનીઓ. એક બાંદી બોલી, "નેકબાંનું તમારૂં દુખ અને અફસોસકારક શંકત જોઇ અમોને તેમજ અમારી મુરબી બાંનું શીરીઆ દેશની રાંણીને ઘણું લાગેછે. તેણીએજ તમારાપર દયા કરી અમોને તમારી સેવામા ખરી રેહેવાને હોકમ કીધોછે. અમો તમા-

રી ખાત્રી કરી કેહેછઅેછ કે તેણીનું દયાલું જીગર તમારી આ હાલત જોઇ ઘણું બલી ખાખ થઇ દયા અને મેહેરનાં ફુવારા ફુટેછે. એજ મુવાફક તેણીના ખાવીંદ અને આપણા મુરબી રાજા



એ હાલતમાં તેમને લોકમાં રજલતાં કીધા. (સફે ૭૪૯.)

ગયુંછે અને જેમ પતાલમાં પાંણીનાં જહરણા ફુટે તેમ તેણીનાં ખાલેશ જીગરમાંથી તમારે કીજે પણ દીલથી ઘણા શોકાતુરછે." એ શાંભલી ગેનમની માએ એક ખાંદીને કાલાવાલા કરી રાંણી

પાસ જઇ તેમના તરફથી તેણીની આવી દીલશોજી અને મેરબાંણી સારૂં હજારો હજાર ઉપકાર જાહેર કરવા કહ્યું. પછે બીજી બાંદી તરફ ફરી તેણી બોલી "અમારાપર જે આટલી બધી ખલીફની ખફગી અને કેહર ઉતરીઓછે તેનું મુલ કારણ અમોને આપણા નામદાર રાજા વતીકે જાહેર કીધું નથી તેથી અમોને કેમ ખબર પડે કે અમો કમીનાંઓએ એવડો તે શું મોટો વાંક કીધોછે કે તે નાંમદારને અમોપર આ મુજબનો સેતમ ગુજારવાને કારણ પડ્યું. તમો મેહરબાંણી કરી એનું કારણ જાંણતાં હોવોતો અમોને કહો." એપરથી તે બાંદી બોલી, "મારી નેક ભોલી ઓરતો, એ સઘલાં હાંદેશાનું મુલ તમારો દીકરો ગેનમછે. તમો ધારોછ તેમ કાંઈ તે મરણ પાંમેલો નથી પણ જીવતોછે. તેનાંપર એવો વાંક મેલાઓછે કે તેણે ખલીફની એક શરવેથી ખુબસુરત અને જવાંન ફેતનાં નાંમની ગોલાંમડી શાથ શંબંધ રાખ્યો. તે બીનાં ખલીફને જાહેર થએલી જાંની તે કોઇ રીતે તેનાં પંજામાંથી છટકી નાશી ગયો તેથી એણે તમોપર ઉપલી શીક્ષા ફરમાવીછે. ખલીફની આ ચાલ અને ગુસ્સો સરવે જન પછે નાંનાં કે મોટા એક શરખી રીતે ધીકારી કાહાડેછે, અને તમો જુવોછ કે રાજા જીનીબી પોતેબી તેનાં ગુશાથી બીહી એ બાબે વચે કશુ માથું ઘાલી શકતો નથી. એ મુજબ શરવે કોઇ તેથી બીહેછે એટલે તમોપર પડેલી ગેરવાજબી જફા સારૂં અમોને દયા લાગવા છતાં બીજું કશું કરી શકાતું નથી. ખોદાપર સબર રાખો જે બનીઉ તે નહીં બનેલું ગણી તમોને બેશાવુ શજાવારછે."

ગેનમની મા બોલી, "મારા બેટાને હું સારી પેઠ પીછાંનુંછું. મે તેને એવી શારી કેળવણી આપીછે તથા પોતાનાં મુરબી અને રાજાને તેને ઘટતું આદરમાંન આપવાની તેવ પાડીછે કે તેનાંપર મુકાએલા ગુનાં તે કદીબી કરે નહીં. હું ખાત્રી શાથ જણાઊછ કે એ બાબે તે તદન નીરદોશછે. મારાપર તેને લીધે પડેલાં આએ ગજબ શારૂં હું કાંઇ બોલતી નથી. મારા દીકરાને જીવતો સાંભલી હું સઘલું તદન ભુલી ગઇછું અને મને આએ શીક્ષા પુગાડનારને માફી બખશુંછું. ઓ મારા વાહાલા ગેનમ!" તે ખુશીમાં આવી જઇ બોલી, "મારા સપુત, મારાં આંખનાં રતન, શું તારે હજુર તું આ દુનીઆમાં હસતી ભોગવેછે? આહ! મારી દોલત ઘરબાર અને અશાકીઆંમત સરવે જતું રહયું તો શુ થયું? ખલીફની ખફગીનો કેહેર મારાપર ધોતબંધ વરસીઓ તો તેનો શું મુજાકો? હું તેને એ સઘલું માફ કરૂંછું એટલુંજ જાનવાથી કે તું મારો બેતો શલાંમતછે. મને મારી બેતીની ફીકર લાગેછે. એણીનું દુખ મને બાલેછે પણ મને આશાછે કે એનાં વાહાલા ભાઇ તરફનો પીઆર એણીને મારે પગલે ચલાવાને લલચાવશે."

એટલો વખત શુધી એ જવાંન છોકરી જે અરધી બેશુધ્ર હાલતમાં પડી હતી તે એ શખુનો શાંભલી, ઉઠી પોતાની માંને વલગી પડી બોલી, "હા, વાહાલી મા તમારે પગલે હું સદા ચાલીશ અને તેનાપરનો આપણો પીઆર એ કરતાંબી બદતર શરજતે આપણને પુગાડશે, તે હું ખુશીથી તેને માટે શહણ કરીશ."

એ મુજબ એ બેઉ મા દીકરીઓ એક બીજાને વલગી દયા આણવા જોગ દેખાવ કરતી હતી, તથા ઘણીજ મુશકેલીથી પેલી બાંદીઓએ તેમને શમજાવી કાઇક ખવાડીઊં.

ખલીફનો તો ખાશ હોકમ હતો કે ત્રણ દીવશ શુધી તેમને ઉપર મુજબ શીક્ષા કરવી તેથી એ બચારીઓને બીજા બે દીવશ શુધી તે દુખ ખમવું પડીઊં. પણ એ બેઉ દીવસ આગલા

દીવશ માફક ગયા નહીં કારણ કે પેહેલા દીવસે જેમ મોહોલામાં લોકની ભીડ થઇ હતી તેમ હવે હતું નહીં. ઉલતા મોહોલાઓ ગોયા ઉજડ થઇ ગયા હતા. આ ગેરવાજબી શીક્ષા એ બચારી નીરદોશ અબલાઓપર થતી જોઇ સઘલા સોદાગર લોક પોતાની દુકાંનો બંધ કરી બેઠા અને પોતાનાં ઘરનાં માહેલા ભાગમાં ભરાઇ રહયા. એજ માફક ઓરતોએ પણ કીધું. આખા સેહરમાં એક જીવડો પણ ફટકતો જણાતો હતો નહીં. જયાંબી એ કમબખત નારીઓને લઇ જવામાં આવતી તીઆં ગોયા સરવે ઉજડ થઇ જતું અને એવુંજ દીસતું કે દમાશકશ સેહરનાં તમાંમ લોક સેહર છોડી જતાં રહયાં હતાં.

ખલીફનાં એ તમાંમ હોકમો જોકે રાજા જીનીબીને મુદ્દલ પશંદ હતા નહીં અને તે બજાવાને તે તદન ના ખુશ હતો તોબી નાચારીથી તે ફરજ માથે આવી પડવાને લીધે તેને ચોઠે દીવસે મનાડી ફેરવી લોકને શખત હોકમ કીધો કે એ બેઉ અબલાઓને કોઇએ આશરો દેવો નહીં તથા તુકડો રોતી કે એક ગોત પાંણી વતીક પુછવું નહીં. જે કોઇ એ હોકમ તોડશે તેને મોહતની અને બીજી ઘાટકી શીક્ષા ફરમાવી તેમની શાથ વાતચીત કરવાનેબી શખત મનાઇ કીધી.

એ પછે રાજાએ એ બેઉ ઓરતોને પોતાનાં મેહલમાંથી બાહાર કાહાડી તેમને કહયું કે તેઓને જીઆં શુજ પડે ત્યાં જવું. દમાશકશમાં જીઆંબી તેઓ પગ મુકતાં ત્યાંથી લોક તેમની આગલથી ખીશી જતાં અને મોહો મરડતાં. એ સઘલી પેલા ઢંઢેરાની અશર હતી. તેનીઓએ બેત્રણ તરફ જોયું એટલે તેમને લાગયું કે લોક તેમને ધીકારી જતાં રેહેતાં હતાં. પણ એમ કરવાનું શું કારણ તે એ બચારીઓને શમજ પડયું નહીં, અને તેઓ દીલથી અજાએબ થવા લાગી. જીઆરે તેમનાં ઓલખીતાં પારખીતાં અને મીત્રો વટીકે એમજ મોહો મરડી તેમની શાથ વાતચીત કરવા વીનાં ચાલી જવા માંડયું ત્યારે તેમની અજાએબીનો પાર રહયો નહીં. એ જોઇ ગેનમની મા બોલી, "એમ કરવાનું શું કારણ? શું આપણ શાથે મરકી લઇ ફરીએછકે લોક આપણથી નાહાસેછે? જે જંગલી અને ઘાટકી શીક્ષા નામુનાશેબ પડીછે તેથી શું લોકને આપણાપડ ધીકાર છુટોછ? બેતી ચાલ, હવે—આપનું આ સેહરમાં કાંમ નથી, અને હયાં રેહેવું આપણને શાજાવાર નથી. આપણાથી જેમ જલડી જવાએ તેમ દમાશકશ છોડી જતાં રહીએ અને જે શેહરમાં આપણને લોક ધીકારેછે તે જલદી છોડી જઇએ.

એ મુજબ વીચાર કરી એ બેઉ જણીઓ એક મોહોલાને નાંકે આવી પુગા અને એક ખંડણ હાલતમાં આવેલાં ખાલી ઘરમાં તેઓએ રાત કાહાડવાનો મનશુબો કીધો. હયાં કેટલાક તેમનાં જાત ભાઇઓએ દયા ખાતર શાંહાંજ પડીઆ પછે તેમને શારૂં કાંઇ ખાવાનું લાવી આપીઊં પણ તેઓ તેમની આગલ ઉભા રહી તેમને દીલાસો દેઇ શકયા નહીં કારણ કે તેમને કોઇ જોએ તેની ફીકર હતી.

એ સઘલા બનાવની ખબર રાજા જીનીબીએ ખબુતરો મારફતે એક કાગજમાં લખી ખલીફને કેહેવાડી અને તેણે પુછાવીઉ કે ગેનમની મા અને બેહેનનું શું કરવું. તેનાં જવાબમાં ખલીફે પાછો ઉતર વાલીઓ કે તેમને દમાશકશ સેહરમાંથી દેશનીકાલ કરવાં. એ હોકમ મલતાંજ રાજાએ પોતાનાં આદમી પેલાં ભાગેલાં ઘરમાં જીઆં એ ઓરતોએ વાંસો કીધો હતો ત્યાં મોકલીઆં અને તેમને હોકમ કીધો કે એ બેઉ અબલાઓને લઇ શેહેરથી ત્રાણ દીવસના રસતાપર

મુકી આવવા અને ફરમાવવું કે તેઓએ કદી એ સેહરમાં પાછું ફરવું નહીં.

જીનીબી રાજાનાં આદમીઓ પોતાનાં ધાણી ક-રતાં વધારે દયાલું હતાં. તેઓ તેની માફક ખલીફ નાં હાકમને માન આપવા અને તે બજાવવા તદન શ-ખત થયા નહીં. એ બચારી અબલાઓપર રેહેમ લાવી તેમને રસતા ખરચ શારૂં તેઓએ નાંણું આપીઊં તથા ખોરાક ભરી લેવાને તેમને એકકી કોઠલી અપાવી, જે તેઓએ ગલાંમાં ઓલવી.

એવી હાલતમાં તેઓ એક ગાંમડામાં આવી પુગાં. ત્યાં જતાંજ ત્યાંનાં ખેડુતોની ઓ-રતો તેમને જોવાને બાહાર પડી. અને તેમનાં બદલેલા વેશ છતાં તેઓને લાગું કે એ ઓરતો કેઇ ખાંનદાંની હતી. તેઓએ માયાથી તેમને પુછયું કે આવી લાઇલાજ હાલતમાં શફર કર-વાની તેમની શું મખશદ હતી. તેનો જવાબ દેવાને બદલે એ બચારીઓનાં આંખમાં પાંણી ભરાઇ આવીઆં તેથી જારજાર રડવા લાગી. એથી પેલી ગાંમડીઅન ઓરતોની દયા ઘણી ઉશકેરાઇ અને તેઓપર શું ગજબ હતો તે જાં-ણવાની તેમની ખાહેશ ઘાણી વધી. ગેનમની માતાએ તેમને ધીરજથી સઘલી પોતાપર અને પોતાની દીકરીપર વીટેલી કાંહાંણી કહી શંભલાવી. એ શાંભલી એ ઓરતોને ઘણું લાગાથી તેમને દીલાશાનાં શખુનોથી એ દુખ વીશરાવાની તેઓએ તજવીજ કીધી. તેઓ તેમને પોતાનાં ઘરમાં લઇ ગયાં અને તેમની ગરીબી હાલતમાં જેટલું બની શકે તેટલું કરી તેમની ચાકરી કરવા લાગાં. તે-મનો જાડો અને અગવડ ભરેલો પોશાક કાહાડી નખાવી નવો પેહેડાવીઓ. તેમનાં પગે જોડા પેહેડાવીઆ અને બાલ અને માથાનો બચાવ થાએ તે કીજે તેમને તેનું ઢાંકણ આપીઊં.

આ તેમની ન ધારેલી આગતા સવાગતા સારૂં તેમનો બેહદ ઉપકાર માંની આલકોપ અને તેની મા ત્યાંથી નીકલી અલેપો તરફ જવા બા-હાર પડયાં. તેઓ રાતની વેલાએ કોઇ મશીદ આગલ જગા ખોલી રેહેતાં અને દીશને ચાલતાં. તેમજ કોઇ વખત ધરમસાલા વગેરે જગાઓમાં વીશાંમો લેતાં હતાં. તેમને ખાધા પીધાની પંચાતી હતી નહીં કારણ કે જીઆંબી તેઓ જતાં ત્યાં સદાવરત ખાતાંમાંથી તૈયાર રાંધેલા ચાવલ, બુરી આંની વગેરે મફત મલતું હતું.

એ મુજબ શખતી અને રંજ ખેંચી તેઓ અંતે અલેપો આવી પુગાં. હયાં ગણા દીવસ કાહાડવાને બદલે તેઓ યુફરેતીશ નદી પશાર ક-રી અસેપોતેમીઆ થઇ મોસોલ ખાતે આવી પોંહોતાં. પોતાપર આતલી જફા પડી હતી તે છતાં તેઓએ બગદાદ તરફ રાહા ધરી. એ શેહરમાથી તેઓએ ધારીઊં કે ગેનમને ખોલી કાહાડવાને બનસે. પણ તેઓએ જાંણવું હતું કે જે સેહેરમાં ખલીફ વશે તેઆં તે કદી હોવો જોઇએ નહીં. તેને ત્યાં મલવાની ઉમેદથી આટલા બધાં દુખો ખમવા છતાં તેનાંપરનો પી-આર જે તેઓનાં દીલમાં ઓર વધીઓ હતો તે તેમને ત્યાં લેઇ ગયો. હમેશાં તેઓ વાત-ચીત કરતાં તે ગેનમ શંબંધીજ હતી, અને જે-નેબી મલતાં તેમની કણે તેની ખબર તેઓ પુછતી હતી. પણ હવે આપણે બચારી એ ઓરતોને અતરેજ રેહવા દઇ ફેતનાં જેને શીહા કીલામાં બંધ કીધી હતી ત્યાં આપણી વારતાનું શુકાંન ફેરવીએ.

જે દીવશે ગેનમને પકડવાનો હોકમ આપીઓ તેજ દીવસે આપણે આગલ જોયું તેમ ફેતનાંનેબી ખલીફે પોતાની ખોફની ખુમારીમાં શીહા કીલા-માં બંધ કીધી હતી. આ બંદીખાંણાંમાં તેણીએ પોતાની હાલત ગમે એવી ખરાબ દીઠી તોપણ ગેનમ વીસેના તેનાં વીચાર વધારે દુખ ભરેલા હતા. તેનાંપર જે મુશીબત ગુજરતી હશે તેના

વીચારથી તે. તદન અજાંણી હોવાથી તેનું દીલ ઘણું ગુચવાડા અને વીમાશનમાં પડીઊં. દરપલે તેનાંજ વીચારમાં રહી તે જારી અને પોકાર કરતી હતી. તે પોતાને ખાતર આવી જંજાલમાં આવી પડયો તે ડકી પોતાને તે ઘણાક સરાપો દેતી હતી.

ખલીફ હમેશાં રાતને વખતે શરવે શુતા પછે પોતાનાં મેહલમાં ફરતો હતો. એ પાહાદશામાં ખુદરતીજ પારકાંઓની હાલત પોને છુપો રહી જોવાની ખાશોઅત હતી. એવા છુપા વેશ તે ફરતો કે કોઇને જણાયા વીનાં તે ઘણીક વખતે પોતે નહીં ધારે એવી હકીકતો મેલવતો હતો, અને એથી જે બનાવો પોતાનાં દીવાંનખાંનાંમાં અને દરબારમાં છુપા બનેલા હોએ તે વતીક તેને ખબર પડતા હતા. એક રોજે તે ફરતાં ફરતાં શીહા બુરજ પાશે આવી લાગો. ત્યાંથી પશાર થતાં તેને લાગું કે કોઇ વાત કરતુ હતું તેથી બારણા આગલ કાંન ધરી શું વાત થતી હતી તે શાંભલવા ઉભો. તેને કૈતનાંને જારી અને પોકાર કરતાં શાંભલી; કારણ એ ઓરતનાં ધગ ધીઆંનમાં બીજું કાંઈજ નહીં પણ ગેનમ હતો. તેણીને ખલીફ બોલતાં શાંભલી કે "ઓ ગેનમ! અરે બેનશીબ. ખરા અભાગીઆ ગેનમ! હમણાં તું કયાં રવડતો હશે? તાહારી ઘાટકી શરજતે હમણાં તને કયાં વેરાંનમાં નાખી મુકયો હશે? પણ અફસોસ તારી કમબખતીનું મુલ હું પોતે થઇછું અને એ શરવે પાડા તું મારે ખાતર ભોગવેછે! અરે મને તેં તે જગાપર પડી મરી જવા કાંએ નહીં દીધી? અને મને આશરો આપી મારો જાંન બચાવી આવી તારી પોતાની માડી હાલત તેં શું કરવા કીધી! તારી સખાવત અને દયાનો બદલો તું કેવો પાંમેછ. અફસોસ! ધરમીઓના મુરબી ખલીફ તારો કીધેલી મારી પરોણા ચાકરી અને આગતા સવાગતાને સારૂ ભારે ઈનાંમ આપવું જોઇએ તેને બદલે તારી પુઠ પકડી તને પાએમાલ કરવા ધારીઉછે. તેં મને ફકત નામદાર ખલીફનીજ



બારણાં આગલ તે સાંભલવા ઉભો. (અંક ૭૫૪.)

હકદાર ગણી તથા તેને લાએક થાએ એવી રીતે મારી સાથ તુંએ આબરૂં ભરેલી ચાલ ચલાવી તેનાં બદલામાં તેં તારી દોલત ખોહી દીધીછે, તાહારી ઇજત ગુંમાવીછે, અને તારી જીંદગીની સલાંમતી કીજે તને હમણા નાહાશ ભાગ કરવી પડેછે. અરે ખલીફ! ઓ જંગલી જુશાનાં ખલીફ! જીઆરે તુંને ગેનમ સાથ સરવેથી મોટા નીઆએ કરતા હજુર તે જેહાંન ઉભુ રેહવું પડસે ત્યાં તું આ તારી ચાલ સારૂં શું જવાબ દેશે? સઘલા ફરેસતાઓ ગેનમ તરફ તેની બીન તકશીર સારૂં શાક્ષી પુરશે તેનો તું શું ઉતર દેશે? જે સતા તને હમણા મલીછે જેના બલે આખી પૃથવી તારા નાંમથી ધ્રુજેછે તોપણ યાદ રાખજે, ઓ ખલીફ કે તે સઘલું ઉપલા નીઆયાધીશ પાસથી તારીપર થતી શીક્ષા કદી અટકી શકવાની નથી, કારણ તારૂં આએ કાંમ ઘણું ઘાટકી, ગેર ઇનશાફી અને અનગતતુંછે." એટલું બોલી ફેતનાંનો દીઓ ભરાઇ આવીઆથી મુગી રહી તે રડવા લાગી.

ખલીફને તેણીની હકીકત પાછી ધીઆંનમાં લેવાને ફરજ પડી. તેને બોલી રીતે માલમ પડીઊં કે જે તેણે સાંભલીઊંછ તે સઘલું ખરૂં હોયતો તેની માનીતી ફેતનાં તદન નીર અપરાધી અને નીરદોશ હતી, અને તેણે ગેનમ અને તેનાં કુતંબ શંબંધી જે હોકમો કાહાડ્યા તે ઘણા ઉતાવલા અને અવીચારી હતા. એ બાબદ પોતાને લાગતી વલગતી હોવાથી તેણે ઠેરાવ કીધો કે બાતેનમાં ખરી હકીકત શુંછે તે ખોલી કાહાડવી. તે ત્યાંથી પોતાનાં ઓરડા તરફ પાછો ફરીઓ અને મશરૂરને હોકમ કીધો કે શીહા બંદીખાંણાંમાંથી ફેતનાંને લાવી તેની હજુર હાજર કરવી.

ખલીફનાં બોલવાપરથી તથા તેને પકડેલી રીતભાત પરથી એ બુઢો શખસ ઘણો દીલથી મલકાયો કારણ કે ફેતનાંને તે ઘણો ચાહાતો હતો. તે પાંમી ગયો કે ખલીફ તેણીપર રેહેમ કરવા ધારતો હતો. તે તુરત દોડી ગયો અને દરવાજો હુંગાડી બોલીઓ, "બાંનુ ફેતનાં, તમો મારી સાથ મેહરબાંની કરી ચાલો, અને હું આશા રાખુંછ કે એ જગા તમો ફરી કદીબી જોશો નહીં. નાંમદાર ખલીફ તમો સાથ વાત કરવા માંગેછે અને તેનાં બોલવાપરથી હુ એમ ધારૂંછ કે એ તેનું તમોને તેડાવી મંગાવવું તમારા લાભનુંછે." ફેતનાં જનાંનાંનાં વડા સાથ ચાલી, અને ખલીફનાં ઓરડામાં આવી, અને પગે પડી નમી અને તેમ કરતાં તેનીની આંખમાં ગડગડ આંશું આવી ગયાં. તેને ઉઠાડીઆ વીનાં ખલીફ બોલીઓ, "ફેતનાં, હું ધારૂંછ કે તું મારાપર એવો વાંક મુકેછ કે મે જુલમાત અને ગેર ઇનશાફ ગુજારીઓછે. જે ધણી વીશે તું બોલેછ કે મારે વીશે પુરતું માંન અને અદબ ધરાવ્યા છતાં તે મારા હાથપર ખુવાર થઇ નાસભાગ કરતો ફરેછે તે મરદ કોણછે? તું છુટથી બોલ જરાબી અંકોશ રાખ્યા વોનાં જે હોએ તે મારા આગલ ખુલાશો કર. તને ખબરછે કે મારો દીલગુરદો કેવો દયાલુછે અને કેવો હું ઇનસાફને ચાહાનારોછે."

એ શાંભલી ફેતનાં પાંમી ગઇ કે પોતે જે બાંગેબુલંદ બોલી હતી તે ખલીફ શાંભલીઉ હતું. એ તકનો લાભ લઇ ગેનમપરનું દુખ મોકલું કરી દેવાનો તેણીએ ઠેરાવ કીધો. તેની હાથ જોડી બોલી, "ઓ ખરા ધરમીઓનાં પીતા અને શરદાર મારા મોહોડાંમાંથી જે તમોને ન ગમતા શખુનો નીકલી પડીઆ હોએ તે સારૂં તમારી શોડેથી હું માંફી માંગુંછું. પણ જે ધણી હાલ કંગાલીઅત અને જુલમાત ભોગવેછે તેને વીશે જાંણવા માંગોછ તો શાહેબ તે ધણી દમાશકશ શેહરનાં સોદાગર અબુ અયુબનો બેટો

ગેનમછે. તેણે મને ભય ભરેલાં મોહતનાં પંજામાંથી બચાવી લીધીછે અને પોતાનાં ઘરમાં મને શાહેતા આપીછે. મારે કબુલ કરવું જોઇએછ કે જેવી પેહેલાં તેણે મને જોઇ તેવીજ તેણે પોતાને ખાતર મને ધારી હોએ અને પોતાનો પીઆર મારી સાથ જોડવાને કદાચ ધીઆંન કીધું હોએ; કારણ તે મારાપર બેહદ મેહરબાંણી અને માયા બતાવા લાગો તથા મારી સરવે હાજતો તે એક બોલ બોલતાં પુરી પાડી આપવા લાગો. પણ જેવું મેં તેને જાણાવીઊં કે હું તમો નાંમદારની હકદાર બાંદીછું તેવુંજ તે બોલીઓ, "એએ નાંમદાર બાંનું જે જાણસ ધણીને સારૂ નીરમાંન થયલી હોએછે તેને ગુલાંમોની મનઇછે." તેજ પલથી મે તેન એક ખરો નેક આદમી જોયો. ત્યાર પછીની તેની સરવે ચાલ ચલગત પોતાનાં બોલોને અણુશરતી કીધી. પણ નાંમદાર સાંહેબ તમે તો સારી પેઠે જાંણોછ કે તે બચારાને તમોએ કેટલી શખતાઇથી હીણીઓછે, જેનો જવાબ ખોદા આગલ તમોને દેવો ભારી પડશે."

ફતનાંને મોડેથી ઉપલા શખુનો શાંભલી ખલીફ ગુશે થયો નહીં, તે પુછવા લાગો, "તું ગેનમની તારીફ અને નેકી વરણવેછે તે ઉપર શું હું ઇતબાર રાખું?" એ શાંભલી તે બોલી, "બેશક તમારે ઇતબાર રાખવો જોઇએ. હું આખી દુનીઆં ખાતર તમારેથી જે સચાઇછે તે કબુ છુપાવીશ નહીં, અને હું કેહેવી સાચીછું તે શાબીત કરવાને મારે એક બીનાં કબુલ કરવીછે કે જે શારૂં તમો મુરબી કદાચ નાખુશ થાઓ તેની મને ફીકરછે, પણ તે વીશે હું આગલથી તમો નામદારથી માફી ચાહુંછું." હરૂન બોલીઓ, "બેટી તું બે ધડક બોલ તું મારી આગલ સરવે સાચે સાચું કેહેશે તો હું તારૂં સરવે બોલવું માફ કરીશ." "ત્યારે સાહેબ, મને જણાવા દો કે ગેનમે જે ચાલ મારી સાથ ચલાવી, તેથી તેનાંપર મારો ચાહા દોડ્યો છે, અને તમોને ખબર તો છે કે પીઆર કેવો જુલમગાર હોયછે. હું તેનાંપર મોહી પડીછું. તેને વીસે કોઇ છુપો જુશો જે હજુર તુલીક મને જણાએલો હતો નહીં તે ઉશકેરાએઓછે. એ વાત તેને ખબર પડી પણ મારી એ નબલાઇનો લાભ લેવાને બદલે, મારા પીઆરમાં તે બલી ખાખ થતો હતો તે છતાં તે તમારા તરફની ફરજમાં મુશતકીમ રહયો અને એ તેનો જુસો તેને જે બોલાવતો તે ફકત એટલુંજ હતું કે "જે ચીજ ધણીને સારૂં અનાઆએત થઇ હોય તે કબુબી ગુલાંમોની થતી નથી."

આ સાંભલી કોઇ બીજો હતેતો ખચીત ઘણો ગુશો કરતે, પણ ખલીફે તેમ કીધું નહીં. એથી ઉલતો તે નરમ પડી ગયો. તેની અતીઆર તુલીક તેને પગે પડેલી હતી તેથી તેને ઉઠવાનો હોકમ કીધો, અને પોતાની પાસ બેસાડી તેને કહયું, "અવલથી તે આખર શુંધીની તાહારી સરવે હકીકત જાહેર કર." તેણીએ તે સઘલી વાત ઘણી શાહરાઘાત અને તાલમેલથી કીધી. જોબીદી વીશે તે વધારે બોલી નહીં પણ જાબજા ગેનમની વફાદારી, દીલસોજી અને તેણે તેણીપર બતાવેલી મેહરબાંનીની સારૂં તારીફ કીધી. વલી તેણીએ ખુલાસો કીધો કે તેણીને ગેનમ શાથ છુપઇ રેહેવાની ફરજ એમ પડી હતી કે જીઆં શુધી ખલીફ સેહરમાં પાછો ફરે નહીં ત્યાં શુધી જોબીદીની નજર હેઠલ તેણીએ પોતાની સલાંમતી જોઇ નહીં, અને તેથીજ કરી ગેનમનાં આશરા હેઠલ કોઇ નહીં જાણે તેમ તેણીએ દીવશ ગુજારીઆ અને જોબીદીને એવાજ વીચારમાં ઠગાવા દીધી કે તેણી મરણ પાંમી હતી. છેલે તે બોલી કે ગેનમને તેણીએ પોતે નહશાડી મુકેલો હતો કારણકે તે વખતે તમારા